ઠામમાં રેત લઈ તેમાં તે કુલડી ઉંડી દાટી દેવી. અને તેની નીચે ઝાઝીવાર સુધી ધીમી ધીમી આંચ દેવી અને આસ્તે આસ્તે આંચમાં જરા વધારો કરવો પરંતુ તે એટલી બધી વધારે દેવી નહીં જોઇએ કે જેથી તે મિશ્રણ કાળુ પડી જાય: આ પ્રમાણે કરવાથી તે મિશ્રણની ફાકી સોના જેવી થઇ જશે. પરંતુ તેને તાપ દેવાથી તેની પરીક્ષા થશે.

ઉપર લખેલી સોનાની ફાકીની શાહી બનાવવાની હોય તો બને છે, તેની રીત એવી છે કે તેમાં સારો ઉંચો હિંગળોક ઘુંટી નાંખવો એટલે સોનેરી રંગની શાહી થશે.

**૮૫ બીજી રીતઃ**—ગંધક અને વાઈટ ઓકસાઇડ ઓફ ટીન સરખે ભાગે લઇ કુલડીમાં નાંખી સારા કોયલાના અંગારા ઉપર મુકી ઓગાળવું. અને જ્યાં સુધી મિશ્રણ પીળું સોનેરી ફાકી જેવું થાય ત્યાં સુધી એક કાચના સળીઆવતી હલાવવું. એટલે સોનેરી રંગની ધાતુની ફાકી બનશે. સદહું ધાતુની કાઠી તસબીર મૂકવાનાં ચોકઠાં, આરસીનાં ઘર વિગેરે લકડ કામ ઉપર તેમજ ધાતુ ઉપર સોનેરી રંગ ચઢાવવાના કામમાં આવે છે.

**૮૬ લોઢા ઉપરથી કાટ દુર કરવાની રીતઃ**—એક રતલ ચરબીમાં અડધો ઔંસ કપુર નાંખી તેને દેવતા ઉપર મુકી ઓગાળવું. પછી તે મિશ્રણ ઠંડુ થયા પછી કાટ ચઢેલા લોઢા ઉપર તેનો લેપ કરવો. ત્યાર પછી બે ત્રણ દિવસ સુધી તે જણસને એમને એમ રાખવી એટલે તે નવાની માફક દેખાશે.

**૮૭ બીજી રીતઃ**—મીણ અને બારીક વાટેલું મીઠું મેળવીને કાટ ચઢેલા લોઢાપર ઘસવાથી તે કાચ જેવું સરસ થાય છે.

૮૮ પત્થર ઉપર સોનેરિ ઢોળ ચઢાવવાની કૃતીઃ—૩ દ્રામ સોનાને નાઇટ્રો મ્યુરેટીક એસીડમાં નાંખી પીગળાવી તેમાં ૦।। દ્રામ કલાઇ અને ૦।। દ્રામ ટરપીનટાઇન નાંખી જ્યાં સુધી ઘટ થાય ત્યાં સુધી ખલ કરીને મેળવવવું. ત્યાર પછી એ મેળવણીમાંથી એક ભાગ ટરપેનટાઇન નાંખી મેળવીને પત્થર ઉપર પીંછીથી લગાડવું એટલે સોનેરી રંગનો ઢોળ પત્થર ઉપર ચઢશે.

૮૯ ચામડાનાં પુઠાં ઉપર સોનેરી અક્ષર પાડવાની રીતઃ—પુઠાં ઉપર અક્ષર અથવા કોઇ પણ જાતનું ચિત્ર પાડવું હોય તો પહેલાં રૂમીમસ્તકીનો બારીક ભુકો કરી પુઠાં ઉપર છાંટવો. પછી લોઢાનાં અથવા પીતળનાં જે જાતનાં ચિત્ર અથવા અક્ષર કાઢવા હોય તેવા બીબાને મધ્યમ ગરમ કરી સોનેરી વરખની ઉપર ધીમેથી દાબવું, એટલે વરખ બીબાને વળગશે પછી તેને પુઠાં ઉપર જ્યાં રૂમીમસ્તકી છાંટી હોય ત્યાં સુધી ધીમેથી દાબવું એટલે રૂમીમસ્તકી નરમ થઇને વરખ તે ઉપર વળગી રહેશે. પછી બ્રશ વતે આસપાસના વળગેલા વરખ તથા ગુંદરને સાફ કરવું.

૯૦ બીજી રીતઃ—ચામડા ઉપર રાળ ચોપડીને સોનેરી વરખ લગાડવો. પછી ઉપલી રીત પ્રમાણે બીબાને ગરમ કરી જોરથી દાબી કપડાથી સાફ કરવું,

૯૧ કોઈ પણ વસ્તુપરથી સોનેરી ગીલ્ટ કાઢવાની સહેલી રીતઃ—૪ ઔંસ ગંધક, ૨ ઔંસ નવસાર, એક આંસ સુરોખાર એ સઘળાંને વાટી બારીક ભુકો કરી સાથે મેળવી નાંખવો ને પછી તેમાં જલદ સરકો મેળવીને મલાઇ જેવું બનાવવું. હવે જે વસ્તુ પરથી ગીલ્ટ કાઢી લેવાનો હોય તેની ઉપર કહેલી મેળવણીનું પડ

કરીને દેવતા ઉપર જ્યાં સુધી તે બળીને કાળુ થઈ જાય ત્યાં સુધી તેને ગરમ કરવી. અને ત્યાર પછી દેવતામાંથી કાઢીને એક સાદા વાસણમાં પેલો બળેલો ભાગ ખંખેરી નાંખવો એટલે બચ્યો સોનાનો ગીલ્ટ વરખના આકારે નીકળી આવશે. અગર જો તે વરખનો એક ગાંગડો કરવો હોય તો એક નવી મુસમાં ટંકણખાર નાંખીને દેવતા ઉપર ગરમ કર્યાથી તે ઓગળીને એક ગાંગડો થશે.

**૯૨ ગીલ્ટ કીધેલા ત્રાંબાના વાસણપરથી રૂપુ કાઢવાની રીતઃ**—સલ્ફ્યુરીક એસીડ ૩ રતલ, સુરોખાર ૩ ઔંસ, પાણી એર રતલ આ સર્વે ચીજને એકઠી કરી માટીના વાસણમાં દેવતા ઉપર મૂકવી અને જે વસ્તુપરથી ગીલ્ટ કાઢી લેવો હોય તે વસ્તુ પેલા વાસણમાં ડુબાડવી. અને જ્યાં સુધી તે વસ્તુપરથી ગીલ્ટ નીકળી નહીં જાય ત્યાં સુધી તેને ઉકાળવી. પછી તે વસ્તુ કાઢી લેઇને બાકી રહેલા પાણીમાં થોડું મીઠું નાંખવું. તે વાસણને થોડીવાર સ્થિર રાખ્યાથી રૂપાની બારીક ભૂકી તળે બેસશે. પછી ઉપરનું નિતરૂ પાણી કાડી નાંખી તે નીચે બેઠેલી ભૂકીને સુકવીને એક નવી મુસમાં ટંકણખાર નાંખીને ઓગાળવી એટલે તે ઓગળીને એક ગાંગડો થશે.

**૯૩ ત્રાંબા પીતળના વાસણ ઉપર રૂપાનો ઢોળ ચઢાવવાની રીતઃ**—ચોખ્ખી ચાંદીનો વરખ અગર કસબ બાળી કાઢેલી ચાંદી તોલા એક, ફટકડી તોલો ૦॥, સુરોખાર તોલો ૦॥ અને ટંકણખાર તોલો ૦। એ સર્વે વસ્તુઓને લીંબુના રસ સાથે ખરલમાં ઘુંટવી, અને એક જીવ કરી તેની ગોળીઓ વાળી સુકવી રાખવી. પછી જે વસ્તુ ઉપર ઢોળ ચઢાવવો હોય તેને ખટાઇ દઇ ઘસી સારી પેઠે સ્વચ્છ કરવું. પછી તેને પાણીથી ધોઇ સાફ કરીને લુછી

નાંખવું. અને ઉપરની સુકવેલી ગોળીને લીંબુના રસ સાથે વાટીને વાસણ ઉપર ઘસવી.

૯૬ પીતળના તારને કલાઇ દેવાની યુક્તિઃ—બે કુંડીઓ એકમાં પીગાળેલી કલાઇ અને બીજીમાં જસતનું પાણી ભરી તૈયાર રાખવી. તારનું ગુંછળું પોટાસના પાણીમાં ઉકાળવું અને પછી એવી યુક્તિ કરવી કે જેમ ગુંછળું ઉકળતું જાય તેમ તેમ જસતના પાણીમાં થઇ કલાકના પાણીમાંથી બહાર નીકળે. અને પછી સોનીના તાર ખેંચવાના જંતરડામાંથી ખેંચી કાઢવો એટલે વધારે ચઢેલી કલાઇ ઉખડી જશે.

૯૪ લાકડાઉપર સોનેરી ઢાળ ચઢાવવાની યુક્તિઃ—એક માટીનું અથવા ત્રાંબાનું વાસણ લેઇને તેમાં ૧ રતલ અળશીનું તેલ નાંખવું પછી તેમાં "ગમઓફસ્ફાલ્ટમ" અને "ગમઅનીમી" એ દરેક એક એક ઔંસ નાંખવું. ત્યાર પછી તેમાં ૦॥ ઔંસ અબરખ તથા ૧॥ ઔંસ ગેરૂ એ પ્રમાણે રકમો લેઇને બારીક ભુકો કરી, તે ભૂકાને જે વાસણમાં અળશીનું તેલ છે તેમાં નાંખવો. અને તે વાસણને ચુલા ઉપર મૂકવું અને તેને લાકડીથી હલાવતા રહેવું. તે મિશ્રણ માખણ જેવું ઘટ્ટ થાય એટલે ચુલા ઉપરથી ઉતારીને ફલાનેલના કપડાથી ગાળી કાઢવું. પછી તેને દાબડામાં ભરી મૂકવું.

જ્યારે લાકડાં ઉપર ઢાળ ચઢાવવો હોય ત્યારે પેલી દાબડીમાંથી થોડો ભૂકો લેઇને તેમાં "ટરપેનટાઇન" તેલ તથા જરા હિંગબોલ નાંખી ઘુંટીને, તે શાહી જેવું પાતળું થાય એટલું તેલ નાંખવું. ત્યાર પછી જે લાકડાં ઉપર ચિત્ર, નકશી, અક્ષર અથવા ગીલ્ટ

વગેરે જે કરવું હોય તે ઉપરની શાહીથી લખીને, તેની ઉપર રૂથી સોનેરી વરખને દાબીને સુકાવા દેવું એટલે જે ઉપર લખેલું હશે તે ઉપર બેસી જશે.

**૯૬ સ્ટીલના લોઢા ઉપર સોનાનો ઢાળ ચઢાવવાની કૃતી:**—એક વાસણની અંદર નાઇટ્રેટ ઓફ ગોલ્ડ નાંખી તેને ૦૧ ભાગ સલ્ફ્યુરીક ઇથર નાંખી મેળવી ઠરવા દેવું. એસીડમાં જે સોનું મળી ગયું હશે તે "ઇથર" થી જૂદુ પડશે, અને ઇંથર પણ સોનાથી જૂદુ પડીને પડ બાઝશે. પછી આ ઇથરથી બનેલા સોનાને એક કાચના વાસણમાં સંભાળથી ધીમે રહીને રેડવું ત્યાર પછી આ મિશ્રણમાં પોલાદની બનાવેલી ચીજને બોળી કાડીને તુર્તજ તે-ને ઠંડા પાણીમાં બોળશો તો તેની ઉપર સોનાની ઢાળ ચઢશે, પ-છી તેને ચળકતી કરી પાલીશ કરવું. જેથી તે વધારે સુશોભિત થ-શે જો પોલાદની બનાવેલી છરી, કાતર વિગેરે ઉપર આ મિશ્રણ નકશી, વેલ, બુટ્ટી અથવા અક્ષર લખશો તો ઉત્તમ પ્રકારના સોનેરી અક્ષર વિગેરે પડી રહેશે.

**૯૭ હથીઆર ઉપર આશમાની રંગના અત્રર, નકશા, અગર લેખ કોતરવાની રીતઃ**—હથીઆરને જાંબુડો રંગ આવતા સુધી અગ્નીમાં તાવવું અને રંગ આવે કે તરત બહાર કાઢી ટાઢું પડવા દેવું, અથવા લાકડાની રાખમાં દાટી ટાઢું પાડવું.

હથીઆર ઉપર આશમાની રંગના અક્ષર, નકસી વિગેરે કરવું હોય તો અગ્ની ઉપર લોઢાંના સળીઆ આડા મૂકીને તેનાપર હથી-આરને મૂકી તાપ દેવો, અને જ્યારે તેને આશમાની રંગ આવશે ત્યારે તેને તરત બહાર કાઢીને તેના ઉપર તેલના રંગથી જે કામ

લખવું હોય અગર નકશી કરવી હોય તે કરવી; અને સુકાયા પછી એક ચીનાઇ પ્યાલામાં થોડું એસેટીક એસીડ લેઇ તેમાં થોડું પાણી મેળવી તેના ઉપર નાખવું. અગર જલદસરકાને દેવતા ઉપર ગરમ કરી તે હથીયાર ઉપર નાંખવુ એટલે તેથી લખેલી નકશી કાયમ રહી બાકીની જગ્યા ઉપરનો આશમાની રંગ નીકળી જશે. પછી જે નકશી અક્ષર લખેલા હોય છે તેને ટાઢા પાણીથી પલાળી ધોઇ નાંખવું, એટલે તેલનો રંગ નીકળી જઇ લખેલી નકશી વિગેરે આશમાની રંગની થશે. હથીઆર ઉપર નકશી અગર નામ ખોદવાનું હોય તો કોરવાની જગ્યા સાફ કરવી, અને થોડુંક મીણ ઉનું કરી સરખી રીતે ચારે તરફ કાગળ જેવડું જાડું લગાડી દેવું અને ઝીણી સોયની અણીવતે જે કાંઇ લખવું હોય તે લખી કાઢવું, તે એવી રીતે કે લખેલી જગા ઉપરનું મીણ બીલકુલ રહેવા દેવું નહીં લખેલી જગાને ફરતું મીણનો ઉંચો બંધ બાંધવો અને તેમાં નાઇટ્રીક આસીડ નાંખવું. અને તેમનું તેમ પાંચ કલાક રાખી મુકવું, અને પછી પાણીવતી ધોઇ નાંખી મીણ કાઢી નાંખવું. એટલે અક્ષર કોતરાઇ રહેસે એવીજ રીતે ત્રાંબા પીતળનાં વાસણ વિગેરે ઉપર પણ અક્ષર કોતરાય છે.

**૯૮ પોલાદના હથીઆરને વાળવાની રીતઃ—**બે ભાગ પેટ્રોલ્યમ તેલ અને એક ભાગ ટરપેનટાઇન તેલમાં ભીજવ્યું હોય તો મરજી મુજબ વાળી શકાશે.

**૯૯ બંધુકની ગોળી બનાવવાના ધાતુઃ—**૯૮ ભાગ સીસું, ને બે ભાગ સોમલ સાથે ગાળી નાંખવું.

૧૦૦ ટાઇપ બનાવવાની ધાતુ:—સીંસુ ૯ ભાગ અને એક ભાગ સુરમાને સાથે ગાળવાથી હલકી જાતના ટાઇપ બનાવવાની ધાતુ થાય છે,

૧૦૧ બીજી રીત:—૭ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાને સાથે ગાળવાથી મ્હોટા અને નરમ ટાઇપ બને છે.

૧૦૨ ત્રીજી રીત:—૬ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાને સાથે ગાળવાથી મધ્યમ ટાઇપ બનાનવાની ધાતુ થાય છે.

૧૦૩ ચોથી રીત:—૫ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાને સાથે ગાળવાથી મધ્યમ ટાઇપ બનાવી શકાય છે.

૧૦૪ પાંચમી રીત:—૪ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાને સાથે ગાળવાથી મધ્યમ કદના ટાઇપ બનાવી શકાય છે.

૧૦૫ છઠ્ઠી રીત:—૩ ભાગ સીસું અને ૧ ભાગ સુરમાને સાથે ગાળવાથી ઝીણા ટાઇપ બનાવાય છે.

૧૦૬ જર્મન સીલવર બનાવવાની રીત;—ત્રાંબુ ૫૦ ભાગ, નીકલ ૧૦ ભાગ, જસત ૨૦ ભાગ એ બધાને ભેગાં ગાળવાં.

૧૦૭ બીજી રીત:—ત્રાંબુ ૬૦ ભાગ, જસત ૨૦ ભાગ, અને નીકલ ૨૦ ભાગ આ ધાતુની મૂર્તિ, પ્યાલા મીણબત્તી રાખવાની બેસણીઓ વિગેરે બનાવવામાં આવે છે.

૧૦૮ બનાવટી સોનું:—પ્લાટીના ૭ ભાગ, ત્રાંબુ ૧૬ ભાગ અને જસત ૧ ભાગ આ ત્રણ ધાતુનું મિશ્રણ કરવાથી સોના જેવી ધાતુ તૈયાર થાય છે.

૧૦૯ બીજી રીત:—પ્લાટી નામની ધાતુ ૧૬ ભાગ, ચોખ્ખું ત્રાંબુ ૭ ભાગ, ચોકખું જસત ૧ ભાગ આ ત્રણે જણસોને મુસમાં નાંખી અગ્નીમાં મુકી તેનો રસ કરવો. તે રસ ઠરી

ગયા પછી સોના જેવી વજનદાર અને ચળકતી ધાતુ થશે, અને તે એવી સરસ થાય છે, કે સોનામાં ને એનામાં બિલકુલ તફાવત જણાશે નહીં. પણ ફેર એટલોજ કે તેને ફરીથી તાત્રી રસ કરવાથી તેનું ખોટાપણું જણાઇ આવશે.

**૧૧૦ ટીપરી, પાયલી અથવા ભરતના માપ બનાવવાની રીતઃ**—ત્રાંબુ ૫૭૬ ભાગ કલાઇ ૫૯ ભાગ પીતળ ૪૮ ભાગ એ સઘળી ધાતુઓ જોખીને લઈ ગાળી નાંખવી.

**૧૧૧ પીતળના વાસણ ઉપર અક્ષર કોતરવાની રીતઃ**—ચોકખું ટરપીનટાઇનનું તેલ લઇને તેમાં થોડું મીણ જરા ગરમીની મદદથી પીગાળવું. આ મિશ્રણમાં કલમ ડુબાવીને પતરા ઉપર મરજી મુજબ લખવું એટલે થોડીવારમાં ટરપીન્ટાઇનનું તેલ ઉડી જઇને મીણના અક્ષરો ફકત રહેશે હવે પતરાંને નાઇટ્રીક આસીડ નામના તેજાબમાં નાંખશો તો અક્ષર વીનાની બાજુ ખવાઇ જશે અને અક્ષર ઉપસેલા દેખાશે.

**૧૧૨ બીજી રીતઃ**—પેરેફીનને જરા ગરમીથી પીગાળી તેનાથી લખીને ઉપર મુજબ કરવાથી પણ તેજ અસર થાય છે.

**૧૧૩ બંધુકની નળી ઉપરઆસમાની રંગ ચઢાવવાની રીતઃ**—કલોરાઇડ ઓફ એન્ટીમની અને થોડુ તેલ મેળવીને નળી પર ઘસવું જયાં સુધી જોઇએ તેવો રંગ આવે ત્યાં સુધી ઉપરના મિશ્રનો પાતળો થરર હેવા દેવો; બાદ ગરમ પાણીમાં થોડો સોડા પીગાળી તેમાં ધોઇ નાંખવી અને છેવટે અળસીનું તેલ લગાડી વારનીસનો હાથ લગાડવાથી સર્વોતમ આસમાની રંગ થાય છે.

**૧૧૪ બંધુકની નળીને રોગાન ચઢાવવાની રીતઃ**—બં-

ડુંકને રોગાન ચઢાવતાં પહેલાં સારી પેઠે ઘસીને સાફ કરવાની ઘણી જરૂર છે. એમ ન કરે તો પારો રોગાન ચઢી શકતો નથી. ઘસીને સાફ કરતી વખતે તેના ઉપર લીસોટા નહીં પડવા દેવા અને સરસ રીતે એક સરખી સાફ કરવી અને ત્યાર પછી નીચે લખ્યા પ્રમાણે કરવું.

"એકવા કાસ્ટીક" જેનું બીજું નામ નાઇટ્રીક આસીડ જેને આપણા લોકો સુરાખારનો તેજાબ કહે છે તે, અથવા સ્પીરીટ ઓફ સાલ્ટને પાણી સાથે મેળવી બંધુકની નળી ઉપર લગાડવું, અને એક અઠવાડીઆ સુધી રાખી મૂકવું. એટલે તેનાપર એક જાતનો ચીકણો પર જામી જશે, પછી થોડું તેલ તેના ઉપર લગાડી ઘસીને કોરૂં કરવું અને કઠણ બ્રાસવડે થોડુંક મીણ લઇ ઘસીને સાફ કરી કાઢવું એટલે રોગાન ચઢી રહેશે.

# પ્રકરણ ૧૪ મું.

## તરેહવાર જાતનાં ચુરણ બનાવવાના પ્રયોગ

**હીંગાષ્ટક ચુરણ બનાવવાની રીત:**—સુંઠ, જીરૂ, મરી, હીંગ, સિંધવ, પીંપર, અજમો, શાહજીરૂ સર્વે સરખા ભાગે લઇ ખાંડી ઝીણું કરી લુગડાથી ચાળવું. પછી લીંબુના રસ સાથે મેળવી ગોળીઓ બનાવવી અથવા છુટું રાખી બાટલીમાં ભરી રાખવું. સવાર સાંજ બે વખત ખાધાથી ખાધુ પચે, ભુખ લાગે, ને દસ્ત સાફ આવે.

૨ **આનંદ ભૈરવ ચુરણ:**—હિંગળોક, વછનાગ, પીંપર

ટંકણખાર, અફીણ, જંબર એ સર્વે એક એક રૂપીઆભાર લઇ ચુરણ કરી મોટા લીંબુના રસમાં મરદન કરી તેની ગોટી બનાવવી, તેમાંથી એક રતીભાર ખાય તો સર્વ રોગ મટાડે, અજીર્ણ ટાળે, મંદ પડી ગએલી ભુખ ખુલે છે.

૩ નરસિંહ ચુરણઃ—ભીલામુ, ત્રીકટુ, ત્રિફળા તલ આ સમભાગે લઇ કપડછાણ કરી તેમાં મધ મેળવી બોર જેવડી ગોળીઓ કરવી. એકેક ગોળી દહીં અને સાકર સાથે ખાવી. અજીર્ણ મંદાગ્ની તથા હરસ ઉપર આપવાથી એ તમામ મટી જાય છે.

૪ લઘુ સુદર્શન ચુરણઃ—લીંડીપીપર, પીપળીમુળ, કડુ, હરડાં, સુંઠ. લવીંગ, લીમડાની અંતરછાલ, તજ અને ચંદન આ દરેકનો એકેક તોલો તથા કરીઆતાના પાંચ તોલા એ પ્રમાણે તેનું ચુરણ કરી એકત્ર કરી તેમાંથી અડધો તોલો દિવસમાં બે વખત પાણી સાથે લેવું, તેથી તાવ ઉતરી જશે તેમજ ભૂખ પ્રદિપ્ત થશે.

૫ પંચસમ ચુરણઃ—( સુંઠ, હરડાં, લીડીપીપર, નસોતર અને પાદેલોણ ) અગર પંચકોળ ( સુંઠ, મરી, પીપર, ચવક, ચિત્રક ) નું ચુરણ થોડા રોજ સેવન કરવાથી વાયુનું હરણ કરે છે.

૬ રસાંદજનાદિ ચુરણઃ—રસાંજન, કડછાલ, ઇંદ્રજવ, ધાવડીનાં ફુલ, સુંઠ ઉપરની દરેક ચીજ સમભાગે લઇ વસ્ત્રગાળ ચુરણ કરવું. માત્ર ૧ ડ્રામ મરડા તથા તથા ઝાડા ઉપર આપવું.

૭ રસાયણ ચુરણઃ—આમળાં, ગળો, ગોખરૂ આ સઘળાં સમભાગે લઇ ચુરણ કરી સાકર સાથે ખાવું. માત્રા ૦ા તોલો, પીત તથા દાહ શાંત થાય છે.

૮ સિતો પલાદી ચુરણઃ—સાકર ૧૬ તોલા, વાંસકપુર ૮

તોલા, પીંપર ૪ તોલા, એલચી ૨ તોલા, તજ ૧ તોલો ઉપરની સર્વે ચીજને મિશ્ર કરી ચુરણ કરવું. માત્રા ૧ ડ્રામ. ઘી અને મધ સાથે ખાય તો ખાંસી અને દમ મટે છે.

૯ માયફળાદિ ચુરણઃ—માયાફળ ૨૦ ગ્રેન, દાડમની છાલ ૨૦ ગ્રેન એ બંનેને મિશ્ર કરી ચુરણ બનાવી ઝાડા તથા મરડા ઉપર દિવસમાં બે ત્રણ વખત ફાકવાથી ફાયદો થશે. માત્રા ૧૦ થી ૬૦ ગ્રેન.

૧૦ રાળાદિ ચુરણઃ—રાળ, મોચરસ, કાથો અને ઓથમી-જીરૂ આટલી ચીજોને ખાંડી બારીક કરવું તેમાંથી દિવસમાં બે ત્રણ-વાર ૦ા રૂપીઆભાર દહીં સાથે ચટાડવાથી મરડો તથા ઝાડો મટે છે.

૧૧ સામુદ્રાદિ ચુરણઃ—મીઠું, સંચળ, સિંધવ, જવખાર, અજમો, હરડાં, પીંપર, સુંઠ. હીંગ તથા વાવડીંગ એનું સમભાગે ચુરણ ભોજન સમયે લેવું એટલે અજીર્ણ દૂર થાય છે.

૧૨ વિશ્વાદિ ચુરણઃ—સુંઠ, મરી, પીંપર, પાન, એલચી એ અનુક્રમે લઇ તેનાથી બમણી સાકર નાંખી લેવાથી ગુલ્મ, અરૂચી તેનાથી દૂર થાય છે.

૧૩ લસણાદિ ચુરણઃ—લસણ, જીરૂં, સિંધવ, સંચળ, સુંઠ, મરી, પીંપર અને હિંગનું સમભાગે ચુરણ કરી તે લીંબુના રસમાં ખાવું. ગુલ્મ આદી વાયુ ઉપર ફાયદો કરે છે.

૧૪ કાથાદિ ચુરણઃ—કાથો ૪ ઔંસ એ બધાંને મિશ્ર કરી વસ્ત્રગાળ ચુરણ કરવું. માત્રા ૨૦ થી ૪૦ ગ્રેન.

૧૫ કપુરાદિચુરણઃ—કપુર, જાયફળ, જાવંત્રી, વાળોક, કોળ

અને લવિંગ એકેક તોલો; અને પીંપર, સુંઠ નાગકેસર તથા મરી એ દરેક દોઢ તોલો લેવાં. સર્વનું ચુરણ કરી એકત્ર કરવું તે ચુરણની સમાન સાકર મેળવી તે દરરોજ સવાર સાંઝ પાથી અડધો તોલો ખાવાથી જુની ખાંસી મટે છે.

૧૬ લસણાદિ ચુરણઃ—લસણ, જીરૂ, પાદેલોણ, સિંધવ, સુંઠ મરી, પીંપર અને હીંગ આ સર્વનું ચુરણ યોગ્ય પ્રમાણમાં લીંબુના રસમાં મેળવી આપવું. અજીર્ણને લીધે ઉતરતો ઝાડો બંધ થશે.

૧૭ કટુત્રય રસનું ચુરણઃ—સુંઠ, મરી, પીંપર, ગંધક જીરૂ, હીંગ, સિંધવ, લસણ એ સર્વનું સમભાગ ચુરણ લીંબુના રસમાં અગર બીલીના મગજમાં મેળવી આપવાથી નં ૧૬ ને મળતો ફાયદો થાય છે.

૧૮ લઘુલાઇ ચુરણઃ—પારો ગંધક, સુંઠ, મરી, પીપર અજમો, જીરૂ, શાહજીરૂ, સંચળ, સિંધવ, હિંગ અને બીડલોણ એ આ સર્વે સમભાગ, અને આ સર્વના જેટલી કડાછાલ, આ સર્વ એકત્ર કરવું. આ સંગ્રહણી, અતીસાર અને શૂળ ઉપર લાગુ પડે છે

૧૯ બેલફળાદી ચુરણઃ—બીલીનો ગર, નાગરમોથ, વાળો મોચરસ અને ઇંદ્રજવ તેનું સમભાગ ચુરણ કરવું. તે શક્તિ તથા વયના પ્રમાણમાં પાણી, દુધ અથવા છાસ સાથે આપવું, જેથી મરડો મટી જશે.

૨૦ કાંકચીયા ચુરણઃ—કાંકચીયાનાં બીજ, તથા કાળાં મરી સમભાગ લેઇ તેનું બારીક વસ્ત્રગાળ ચુરણ કરવું ટાઢીઆ તાવ ઉપર સારી અસર કરે છે, માત્રા ૧૫ થી ૩૦ ગ્રેન.

૨૧ તાલીસાદી ચુરણઃ—તાલીસપત્ર ૧ ભાગ, મરી ૨ ભાગ

સુંઠ ૩ ભાગ, પીંપર ૪ ભાગ, વંશલોચન પાંચ ભાગ, એલચી ૧ ભાગ, તજ ૧ ભાગ બંગભસ્મ ૯ ભાગ, સાકર ૧૫ ભાગ, ઉપરના સર્વે ઔષધોનું ચુરણુ કરી એકત્ર કરવું. બાદ સાંજ સવાર થોડું થોડું લેવાથી રૂચી આવે છે, ભૂખ લાગે છે, શકતી વધે છે, સાધારણુ ખાંસીને દમ ઉપર પણુ સારી અસર કરે છે.

૨૨ **તાલીસાદી ચુરણુ બીજું**:—આમળાં, ચિત્રક, પીંપર, સિંધવ, આ પાંચ ઔષધોનું સમભાગે ચુરણુ કરી લેવાથી ભુખ લાગશે ને દસ્ત સાફ આવશે.

૨૩ **લવિંગાદી ચુરણુ**:—લવિંગ ૮ માસા, એલચી ૦।। તોલો, જાયફળ ૧ તોલો, અફીણુ ૧ માસો આ સર્વેનું ચુરણુ એકત્ર કરી તેમાંથી ૦। તોલો ઉના પાણીમાં આપવું જેથી કોલેરા ઉપર સારી અસર કરે છે.

૨૪ **હિંગુપંચક ચુરણુ**—હિંગ, સિંધવ, કોકમ, રાઇ તથા સુંઠ આ સર્વનું સમભાગ ચુરણુ જેને હિંગપંચક કહે છે તેનું થોડા દિવસ સેવન કરવું જેથી ચઢતો પેટમાંનો ગોળો મટી જાય છે.

૨૫ **વ્યોષાદી ચુરણુ**:—સુંઠ, મરી, પીંપર, હરડાં, બહેડાં આમળાં, એલચી, મોથ, વાવડીંગ, તમાલપત્ર એ દસ એક એક તોલો તથા લવીંગ દસ તોલા તથા નસોતર ૨૦ તોલા એ સર્વે દવાઓનું બારીક ચુરણુ કરી વજન પ્રમાણે એકત્ર કરવું. તેમાંથી સાંજ સવાર અડધો તોલો સાકર મિશ્ર કરી લેવું. આ ચુરણુ ફાકવામાં અડચણુ હોય તો તેને પાણીમાં પલાળી અગર ઉકાળી તે પાણી પાવું. જેથી દસ્ત સાફ ઉતરશે ને સોજો ઉતરી જશે.

૨૬ **બીજી રીતઃ**—હરડાં, સુંઠ, મરી, પીંપર, ઝેરકચોળાં,

ગંધક અને હીંગ એ સર્વનું સમભાગ ચુરણ કરી પાથી અડધો તોલો સવારમાં લેવું. અજીર્ણ તથા માંદગી દુર થાય છે.

૨૭ વડનાવળ ચુરણ:—સિંધવ ૧ ભાગ, પીંપળીમુળ ૨ ભાગ, પીપર ૩ ભાગ, ચવક ૪ ભાગ, ચિત્રક ૫ ભાગ સુંઠ ૬ ભાગ, હીમજ ૭ ભાગ, ઉપર પ્રમાણે લઇ તેનું સારૂ ઝીણું ચુરણ કરવું. ને શકિત પ્રમાણે લેવું. તે અગ્નિપ્રદિપ્ત કરે છે. તથા દસ્ત સાફ આવે છે.

૨૮ લઘુક્રત્યાદ ચુરણ:—પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ, લોહભસ્મ ૦ાા ભાગ, સંચળ ૧ ભાગ, ટંકણખાર ૧ ભાગ, મરી ૧ ભાગ, પીપળી મુળ ૨ ભાગ, પીંપર ૨ ભાગ, ચિત્રક ૨ ભાગ સુંઠ ૨ ભાગ, લવીંગ ૨ ભાગ. આ સર્વ પદાર્થો એકત્ર કરી તેને લીંબુના રસની સાત ભાવના દેવી. બાદ છાશની સાથે ભોજન સમયે આપવું. માત્ર ૧ થી ૪ વાલ. અજીર્ણ, ઝાડો, ઉલટી, કોલેરા ઉપર આ દવા સારી અસર કરે છે.

૨૯ ભાસ્કર લવણ ચુરણ:—પીંપર, પીંપળીમૂળ, ધાણા, કાળીજીરી, સિંધવ બીડલોણ, તાલીસપત્ર, નાગકેસર, આ દરેક તોલા આઠ; સંચળ વીસ તોલા, મીઠુ બત્રીસ તોલા, દાડમ છાલ સોળ તોલા અને અમવેતસ આઠ તોલા; આ સર્વનું ચુરણ એકત્ર કરવું બાદ છાશ, દહી અગર કાંજી સાથે આપવાથી અગ્નિ વૃદ્ધિ થાય છે.

૩૦ અતીવીસાદી ચુરણ:—અતિવિષ ૧ દ્રામ, ગળો ૧ દ્રામ, કાંકચીઆના ગોળ ૧ દ્રામ, મોથ ૧ દ્રામ ઉપરની દવાને મિશ્ર કરી ચુરણ કરવું. માત્રા ૨૦ થી ૪૦ ગ્રેન.

૩૧ કાળા દાણા ચુરણ:—કાળા દાણા ૫ તોલા, સિંધાલુણ ૯ તોલા, સુંઠ ૧ તોલો. ઉપરની દવા લઇ તેનું વસ્ત્રગાળ બારીક ચુરણ કરવું. તે કોમ્પાઉન્ડ જાલપને ઠેકાણે વાપરી શકાય છે.

૩૨ કપીત્થાષ્ટક ચુરણ:—કોઠ ૮ ભાગ, સાકર ૬ ભાગ, દાડમસાર ૩ ભાગ, આંબલી ૩ ભાગ, બીલી, ૩ ભાગ, ધાવડીનાં ફુલ ૩ ભાગ, અજમો ૩ ભાગ, પીંપર ૩ ભાગ, મરી ૧ ભાગ, જીરૂ ૧ ભાગ, ધાણા ૧ ભાગ, સંચળ ૧ ભાગ, એલચી ૧ ભાગ, તજ ૧ ભાગ, તમાલપત્ર ૧ ભાગ, કેસર ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, ઉપલી દવા મિશ્ર કરી વસ્ત્રગાળ ચુરણ કરવું. માત્રા ૧ દ્રામ સંગ્રહણી મટે છે.

૩૩ મંજીષ્ટાદી ચુરણ:—મજીઠ, હરડાં, આંબળાં, સોનામુખી, બહેડાં ઉપરની દવા સમભાગ લઇ તેનું વસ્ત્રગાળ ચુરણ કરવું તેમાંથી એકેક તોલો દરરાત્રી સાકર સાથે ખાવું. તેથી દસ્ત સાફ ઉતરશે, અને સર્વે ત્વચા રોગ ઉપર ફાયદો કરશે.

૩૪ જેઠીમધ આદી ચુરણ:—સોનામુખીનો ભુકો બે ઔંસ જેઠીમધનો ભૂકો ૨ ઔંસ, ધોએલી સાકરનો ભૂકો ૬ ઔંસ મિશ્ર કરવાં. માત્રા ૩૦ ગ્રેન.

૩૫ જાલપ્યાદી ચુરણ:—જાલપનો ભુકો ૫ ઔંસ, આસીડ ટારટરેટ ઓફ પોટાસ ૯ ઔંસ, સુંઠ ખાંડેલી ૧ ઔંસ, સર્વ ખાંડી મિશ્ર કરી વસ્ત્રવડે ગાળી લેવાં, માત્રા ૨૦ થી ૬૦ ગ્રેન.

૩૬ રૂબાર્બ આદી ચુરણ:—રૂબાર્બના મૂળનો ભૂકો ૧ ઔંસ, હલકો માગ્નીશીઆ ૬ ઔંસ, સુંઠનો ભુકો ૧ ઔંસ ઝીણું ખાંડી એકત્ર કરી વસ્ત્રવડે ગાળી લેવું. માત્રા ૧૦ થી ૬૦ ગ્રેન.

૩૭ **તજઆદી ચુરણ**:—તજનો ભુકો ૧ ઔંસ, એલચીદાણાનો ભુકો ૧ ઔંસ, સુંઠનો ભુકો ૧ ઔંસ એકત્ર કરી ઝીણું ખાંડી વસ્ત્રવડે ચાળી લેવું. માત્રા ૩ થી ૧૦ ગ્રેન.

૩૮ **ઇપીકાકયુઅનાદિ ચુરણ**:—ઈપીકાકયુઆના અર્ધો ઔંસ, અફીણ ૧ ઔંસ, સલ્ફેટ ઓફ પોટાશ ૪ ઔંસ એ ત્રણેને મિશ્ર કરીને વસ્ત્રવડે ચાળીને ચુરણ બનાવવું. માત્રા ૫ થી ૧૫ ગ્રેન.

૩૯ **અફીણાદી ચુરણ**:—અફીણ ૧॥ ઔંસ, કાળાં મરીનો ભૂકો ૨ ઔંસ, સુંઠનો ભુકો ૫ ઔંસ, જીરૂ ૬ ઔંસ, ગુંદર ૦॥ ઔંસ એ સર્વને મિશ્ર કરી ઝીણું ખાંડીને વસ્ત્રવડે ચાળી ભરી રાખવું. માત્રા ૨ થી ૫ ગ્રેન.

૪૦ **હીરાદખણાદી ચુરણ**:—હીરાદખણનો ભુકો ૩॥ ઔંસ અફીણનો ભુકો ૦। ઔંસ, તજનો ભુકો ૧ ઔંસ, એ બધાને મિશ્ર કરી ભરી રાખવું. માત્રા ગ્રેન ૫ થી ૨૦.

૪૧ **ચાકનું ચુરણ**:—તજનો ભુકો ૪ ઔંસ, જાયફળનો ભૂકો ૩ ઔંસ, કેસર ૩ ઔંસ, એલચી ૧ ઔંસ, સાકર ૨૫ ઔંસ, ચાક ૧૧ ઔંસ, એ સર્વને મિશ્ર કરીને વસ્ત્રવતી ચાળી લેવાં. માત્રા ગ્રેન ૧૦ થી ૬૦.

૪૨ **ચાક અને અફીણનું ચુરણ**:—ચાકનું ચુરણ ૯॥ ઔંસ, અફીણ ૦। ઔંસ, બંનેને મિશ્ર કરી વસ્ત્રથી ગાળી લેવાં. માત્રા ગ્રેન ૧૦ ૪૦.

૪૩ **ભાંગરાદી ચુરણ**:—જાયફળ, તાલીસપત્ર, રતાંજળી, સુંઠ, લવીંગ, જીરૂ, કપુર હરડાં, આંબળાં મરી, પીંપર, વાંસકપુર, તજ, એલચી, તમાલપત્ર, ઉપરની સર્વે દવાના દરેકના બબ્બે તોલા

અને ભાંગરા ત્રીસ તોલા એ સર્વને એકત્ર કરતાં જે વજન થાય તેટલી સાકર લઇ ચુરણ કરવું. માત્રા ૧ દ્રામ ખાંસી, ક્ષય અને દમ ઉપર અપાય છે.

૪૪ **અકલગરાદી ચુરણઃ**—અકલગરો, કેસર, પીંપર, જાયફળ, સુંઠ, રતાંજળી, લવિંગ એકેક ભાગ; અફીણ અર્ધો ભાગ અને સાકર ત્રણ ભાગ લઇ તેનો અવલેહ કરવો. માત્રા ૧ થી ૨ વાલ, જુના વખતનો ઝાડો તથા પેટના દબદબામાં આપવાથી ઘણો ફાયદો થાય છે

૪૫ **અકકલગરાદિ ચુરણ બીજું:**—અકલગરો ૪ ભાગ, લવિંગ ૨ ભાગ, તજ ૨ ભાગ, જાયફળ ૨ ભાગ, પીંપળીમૂળ ૨ ભાગ, કેસર ૨ ભાગ, અફીણ ૧ ભાગ ભાંગ ૪ ભાગ, વાવડીંગ ૨ ભાગ, જેઠીમધ ૪ ભાગ અને મધ ૫ ભાગ લેઇ મેળવી એકેક વાલની ગોળીઓ કરવી. બચ્ચાંને દાંત આવતી વખતનાં દરદ ઝાડો, ચુંક અને ઉલટી અપાય છે.

૪૬ **અકકલગરાદી ચુરણ ત્રીજું:**—અકલગરો, જાયફળ, સમ ભાગે લઇ ખાંડી ભુકો કરી દસગણા દૂધમાં ઉકાળી પાવાથી કળતર અજીર્ણ અને વાયુ મટાડે છે. અને ધાતુ પુષ્ટ છે.

૪૭ **અજમોદાદી ચુરણઃ**—અજમો, સિંધવ, જવખાર, હરડે, હિંગ અને સંચળ ખાંડીને વાટી ભરી રાખવું. ૫ થી ૧૦ વાલની માત્રમાં આપવાથી ચુંક અને અજીર્ણ મટે છે.

૪૮ **અજમોદાદિ ચુરણ બીજું:**—અજમો, વરીઆળી, જાવંત્રી સરખા ભાગે લઇ બારીક શીશીમાં ભરી રાખવું. ૫ થી ૮ વાલની માત્રામાં આપવાથી અજીર્ણ, ચુંક અને મંદાગ્ની ઉપર સારી અસર કરે છે.

**૪૯ અજમોદાદી ચુરણ ત્રીજું**:—અજમો, સિંધાલુણ ને સંચળ સમભાગે લેઇ બારીક કરી શીશીમાં ભરી રાખવું. બેથી ચાર વાલની માત્રામાં આપવાથી અજીર્ણ, ને ચુંક ઉપર ફાયદો થાય છે.

**૫૦ અજમોદાદી ચુરણ ચોથું**:—અજમો, મોચારસ આદુ, ધાવડીનાં ફુલ સરખા ભાગે લઇ બારીક કરી શીશીમાં ભરી રાખવું. એકથી બે વાલની માત્રામાં દહીમાં નાંખી આપવાથી ઝાડાના દર્દમાં ફાયદો થાય છે.

**૫૧ અજમોદાદી ચુરણ પાંચમું**:—અજમો ૧ ભાગ, લવીંગ ૨ ભાગ, જાવંત્રી ૨ ભાગ, કેસર ૨ ભાગ, હરડે ૧ ભાગ, જાયફળ ના ભાગ, અફીણ ના ભાગ અને મધ ૨ ભાગ એ સર્વને ખાંડી ભૂકો કરી મધની સાથે અરધી રતીની ગોળીઓ કરવી. બાળકને ઉંઘ ન આવતી હોય તો આ ગોળી અપવાથી ઘણીજ મીઠી ઉંઘ આવે છે.

**૫૨ આજમોદાદી ચુરણ છઠું**:—અજમો, ઇંદ્રજવ, વાયુબા, સુવા, કરમાણી, તજ, વાવડીંગ, પીંપર, શેષ, ગુંદર, કદાચ, બાળાવજ, અકલગરો, સંચળ, કડુ, કરીઆતુ, કોલંબો, જાયફળ, જાવંત્રી પીપળીમુળ, સિંધાલુણ, કલીંજન, મરડાસીંગ પીતપાપડો, ઓદાર, કાંકરો, એલચી, દીકામારી, સીંગોટી, વરીઆળી, સુંઠ, મીઢીઆવળ, હીમજ, ગુલાબનાં ફુલ, ગરણીનાં બીજ હરડે, જેઠીમધ, અતીવીખની કળી, વાપલાનાં બીજ. આ સર્વ ઔષધી સમભાગે લઇ મધ સાથે એકેક રતીની ગોળીઓ કરી બાટલીમાં ભરી રાખવી. અજીર્ણ ઉલટી તથા ઝાડાપર આપવી.

૫૩ દાડમષ્ટક ચુરણ:—દાડમની છાલ ૧ શેર, ચીનાઇ સાકર ૧ શેર, ઇલાયચી ચાર તોલા, ચોખ્ખી તજ ૪ તોલા. તમાલપત્ર ૪ તોલા, નાગકેસર ૪ તોલા અજમો ૮ તોલા, ધાણા ૮ તોલા, જીરૂ આઠ તોલા, પીંપર ૮ તોલા, મરી ૮ તોલા, સુંઠ ૮ તોલા, ઘણુંજ બારીક ખાંડી શીશીમાં ભરી રાખવું. સંગ્રહણી, અજીર્ણ ઉપર એકથી બે ડ્રામની માત્રામાં આપવાથી ફાયદો થાય છે.

૫૪ દાડમાષ્ટક ચુરણ બીજું:—દાડમની છાલ ૨ ડ્રામ, તજ ૦ા ડ્રામ, તમાલપત્ર ૦ા ડ્રામ, નાગ કેસર ૦ા ડ્રામ, ધાણા ૧ ડ્રામ, સાકર ૨ ડ્રામ, આ સઘળી વસ્તુઓ લાવી ચોખ્ખી કરી ચુરણ કરવું. માત્રા ૨૦ થી ૪૦ ઘઉં ભાર મરડો, ઝાડો તથા હરસ ઉપર આપવાથી ગુણ થાય છે.

૫૫ પીંપરાદિ ચુરણ:—પીંપર રૂપીઆ એક ભાર, શોધેલો હિંગળોક રૂપીઆ ૧ ભાર, વછનાગ શોધેલો રૂ. ૧ ભાર આ ત્રણે વસ્તુઓ સરખે ભાગે લઇ તેને ખરલમાં નાંખી સારી પેઠે બારીક લસોટવાથી પીંપરાદી ચુરણ નીચે મુજબ ગુણ કરનારૂ બને છે. બે ચણોઠીભાર તંદુરસ્ત યુવાન માણસને મધની સાથે આપવાથી વાત જવરનો નાશ થાય છે. અજીર્ણ મટે છે. મંદ પડી ગએલી ક્ષુધા તૃપ્ત થઇ ખાવાની રૂચી ઉત્પન્ન થાય છે.

૫૬ પાંડુંપત્તી રોગાદિ ચુરણ:—અજમો ૧ શેર, બંગડીખાર ટાંક ૪, લવિંગ ટાંક બે, સુંઠ ટાંક સોળ, સંચળ ટાંક ૪, સોહાગી ટાંક ૪, એલચી ટાંક બે, આસગંધ ટાંક ૬૪, સિંધવ ટાંક ૪, લીંબુ નંગ ૫૦, મરી ટાંક ૪૮, સાકર ટાંક ૨૮, જવખાર ટાંક ૪, નાગકેસર ટાંક ૧, પીપર ટાંક ૧૬, આ સઘળી ચીજોમાંથી

અજમો, સિંધવ, સંચળ, જવખાર, બંગડીખાર, સોહાગી એ ઔષધને લીંબુના રસની ભાવના દઇને નાગકેસર વિગેરે નાંખી એકત્ર વાટવું. આ ચુરણ ટાંક બે ખવરાવવાથી પાંડુપિત્ત, સોજો ખસ, શ્વાસ તથા ૮૪ જાતના વાયુ મટે.

૫૭ પાંડુપીત્ત રોગાદિ બીજુ ચુરણ—સાકર ટાંક ૧૬, વંશલોચન ટાંક ૮, ઇલાયચી ટાંક ૨, ઉપરની ત્રણ ચીજોને શુદ્ધ કરી સારી પેઠે ખરલમાં વાટી કાચની શીશીમાં ભરી રાખવું. રોજ ચાર ટાંક ખાવાથી શ્વાસ, કફ, મંદાગ્ની, પાસાશુળ, દાઘપાર, જવર રક્તપંડું દુઃખ નાસે.

૫૮ પીસુચીકા ચુરણઃ—લવિંગ, ઇલાયચી, જાયફળ, બોળ વછનાગ, અફીણ આ સર્વે એક એક રૂપીઆભાર લેઇ બારીક વાટી કાચની શીશીમાં ભરી મજબુત બુચ મારવો. એક બે માસ ઉના પાણી સાથે ગળે તો અજીર્ણ, અતીસાર, ઉલટીને ટાળે તથા શુળ મટાડે.

૫૯ કટરળનું ચુરણઃ—શોધેલો પારો, શોધેલો વછનાગ, શોધેલો ગંધક તથા મરી એ સર્વે સમભાગ લઇ તેને રીંગણીના રસમાં એકવીસ દિવસ સુધી પટ દેવા ને તેની ત્રણ ત્રણ રતીભાર ગોળીઓ કરાવી, દરરોજ એક એક ગોળીનું ભક્ષ કરે તો જઠરાગ્નીનું જોર વધારે અજીર્ણ ટાળે તથા મહા રોગને મટાડે.

૬૦ કટરળનું ચુરણ બીજુંઃ—સુંઠ, મરી, પીપર, જીરૂ, હીંગ, સિંધવ, લસણ, શોધેલો ગંધક તેને સમભાગે લેઇને બારીક ખાંડી ચુરણ કરી તેને લીંબુના રસ સાથે મરદન કરવું અને પછી આ ચુરણને કાચની બાટલીમાં ભરી રાખવું. વાલ એકના આસરે

આ ચુરણ ખાય તો દસ્ત આવતાં વાર લાગતી હોય તે મટાડે અજીર્ણ ટાળે.

૬૧ **નાગાર્જુન ચુરણઃ**—શોધેલો પારો, શોધેલો વછનાગ, શોધેલો આંબલસારો ગંધક, પીંપર એ સર્વને એક એક પૈસાભાર લેવાં પછી તેમાં ત્રણ પૈસાભાર મરી મેળવીને આદાના રસમાં એક દિવસ સુધી ખલ કરવું આ ચુરણની એકજ ગોળી ખાય તો મહારોગ મટાડે, અજીર્ણ ટાળે ને મોઢું સ્વાદીષ્ટ રાખે.

૬૨ **નાગાર્જુન ચુરણ બીજું:**—લવીંગ, અક્કલગરો, પીંપળીમૂળ, તજ, સાટોડાનું મુળ, પીપરીમુળના ગંઠોડા એ સર્વ ચીજોમાંથી વછનાગ શોધીને પછી સર્વ ચીજો શોધી કપડછીણ કરીને તે જેટલું વજન થયું હોય તેથી ચાર ગણો લીંબુનો રસ એક માટીના વાસણની ઠીબમાં ચુલે ચઢાવીને તે સર્વે સામાન તેમાં નાંખીને ધીમા તાપથી પકવવું, પછી તે ચુરણની વાલ વાલ પ્રમાણે ગોળીઓ વાળીને માટીના અથવા કાચના વાસણમાં રાખવી. આ ચુરણની એક એક ગોળી ખાય તો મહારોગને ટાળે ને મોંઢું સ્વાદીષ્ટ રાખે.

૬૩ **ચુરણ:**—ફુદીનો ૨ દ્રામ અજમો દ્રામ, એલચીદાણા ૨ દ્રામ, કાળાં મરી ૨ દ્રામ, સુંઠ ૨ દ્રામ, ઉપરની સર્વે દવાનું બારીક ચુરણ કરી તેમાં મધ મેળવવું. તેમાંથી ૧ થી ૨ દ્રામ અજીર્ણ, ચુંક, ઝાડો, હેડકી તથા વાયુ ઉપર અપાય છે.

૬૪ **બીજી રીત:**—બીલી ૨ દ્રામ, મોથ ૧ દ્રામ, સુંઠ ૧॥ દ્રામ, મોચરસ ૧ દ્રામ, ઉપરની દવાને મિશ્ર કરી વસ્ત્રગાળ ચુરણ કરવું. માત્રા ૧॥ થી ૧ દ્રામ થોડી સાકર સાથે દિવસમાં બે ત્રણ વખત મરડા તથા ઝાડા ઉપર આપવી.

**૬૫ ત્રીજી રીત:**—ભાંગ ૧ દ્રામ, જાયફળ ૦ાા દ્રામ, એલચી ૦ાા દ્રામ, રૂમીમસ્તકી ૦ાા દ્રામ, તજ ૦ાા દ્રામ, સાકર ૩ દ્રામ ઉપરની દવાને મિશ્ર કરી વસ્ત્રગાળ ચુરણ કરવું. માત્રા ૨૦ થી ૪૦ ગ્રેન ધનુર, સીંધવા, ચસકા વિગેરે દરદ ઉપર અપાય છે. વળી આ દવા ઝાડાને પણ મટાડે છે.

**૬૬ ચોથી રીતઃ**—ત્રિકટુ ૪ તોલા, સાકર ૨૪ તોલા, દાડમ ૮ તોલા, ૭ ત્રિજાતક ( તજ, તમાલ પત્ર, એલચી ) ૪ તોલા આ સર્વ દવાઓનું ચુરણ કરી આપવાથી ભૂખ લાગે છે.

**૬૭ પાંચમી રીતઃ**—સુંઠ, ધાવડીના ફુલ, મોચરસ અને સુવાનું સમભાગ ચુરણ છાશની સાથે લેવું. ઝાડાને ફાયદો કરે છે.

**૬૮ છઠી રીત:**—ધોડાવજ, બીલીનો મગજ, ઇન્દ્રજવ, નાગરમોથ, વાળો, અને અતિવિષનું સમભાગ ચુરણ ચોખાના ધોવણ સાથે આપવાથી ઝાડો મટે છે.

**૬૯ સાતની રીતઃ**—હરડે, અતિવિષ, હીંગ, સંચળ, સુંઠ, મરી, પીપર તેનું સમભાગ ચુરણ ઉના પાણીમાં આપવું વાયું તથા તથા અજીર્ણ મટે છે.

**૭૦ આઠમી રીતઃ**—હીમજ, સંચળ તથા સિંધવ, અતિવિષ અને વેખણનું સમભાગ ચુરણ ઉના પાણી સાથે આપવું. અજીર્ણ તથા પેટનો દબદબો મટે છે.

**૭૧ નવમી રીતઃ**—કડુ, બીલીનો મગજ અને ગુળવેલનું સમભાગ ચુરણ દહી સાથે ખાવું. ઝાડો મટે છે.

**૭૨ દસમી રીતઃ**—સુંઠ, જીરૂ, હીંગ, જાયફળ, આંબાની ગોટલી અને વડની વડવાઇ જટાની કુણી ડાંખળી. આ સર્વનું સમ-

ભાગ ચુરણ દહીની સાથે આપવું જેથી અતીસાર, મંદાગ્રી અને અને અરૂચીનો નાશ થશે.

૭૩ અગીઆરમી રીતઃ—કાંકચીમાં એક તોલો, સંચળ ાા તોલો, સુંઠ ૧ તોલો, હિંગ શેકેલી ૧ાા તોલો, સર્વે દવાનું ચુરણ કરી તેને સરગવાના રસમાં ગોળીઓ વાળવી તે અજીર્ણ ચુંક અને કરમને દુર કરવા શક્તિવાન છે.

૭૪ બારમી રીતઃ—સુંઠ, મરી અને ભાંગનું સમભાગ ચુરણ યોગ્ય પ્રમાણમાં દહીની સાથે આપવું—૧૦ થી ૩૦ માત્રા.

૭૫ તેરમી રીતઃ—ત્રીકુટ પીંપરીમુળ, નસોતર એટલી ચીજોનું સમભાગ ચુરણ ૧૦ ગ્રેન ગોળીની સાથે આપવું.

૭૬ ચૌદમી રીતઃ—નસોતર ૨ ભાગ, પીંપર ચાર ભાગ, હરડાં પાંચ ભાગ, તેની ગોળ સાથે ગોળી કરવી. તેથી ઝાડો ઉતરે છે.

૭૭ કુટજ ચુરણઃ—ઇન્દ્રજવ, નાગરમોથ, ધાવડીનાં ફુલ, બેલફળ, લોધર, સુંઠ અને મોચરસનું સમભાગ ચુરણ કરી ½ થી ૧ ડ્રામ, છાશમાં પાવું. અતીસારને સંગ્રહણીપર ફાયદો કરે છે.

૭૮ બીજી રીતઃ—ચિત્રકમુળ, ત્રિફળાં ત્રિકટુ, જીરૂ, શેરણી વેખંડ, અજમો, વરીઆળી, કચોરાં, ધાણા, વાવડીંગ, કાળીજીરી, પોખરમુળ, સાજીખાર, જવખાર, સંચળ, બીડલોણ, મીઠું, વાગડખાર અને ઉપલેટ આ સર્વેનો એક એક તોલો, નસોતર ૩ તોલા તથા દાંતીમુળ ૩ તોલા એ સર્વનું એકત્ર ચુરણ કરવું તેમાંથી અડધો તોલો પાણીમાં આપવું. આ ચુરણ જલંદર સીવાય બીજા રોગ અજીર્ણને પણ લાગુ પડશે. પરંતુ જલંદર માટે તો ખાસ આ અકસીર ઓષધ છે.

૭૯ ચુરણ પહેલુંઃ—હીમજ, અતિવિષ હિંગ, સંચળ, વજ અને ઇન્દ્રજવ એ સર્વેનું સમભાગ ચુરણ ગરમ પાણીમાં અડધો તોલો આપવું, એટલે પેટનો વાયુ, શુળ બંધ થશે.

૮૧ ત્રીજું ચુરણઃ—વાળો, સિંધસ, હીંગ, અને એરંડમૂળ સમભાગ ચુરણ ઉના પાણીમાં આપવું, જેથી પેટમાં દુખતું બંધ થશે.

૮૦ બીજું ચુરણઃ—ગળો અને મરીનું સમાભાગ ચુરણ પાણીમાં પીવાથી ફાયદો થશે. ઉલટી થયા પછી આ ચુરણ વિશેષ ઉપયોગી છે.

૮૨ ચોથું ચુરણઃ—કાયફળ, પોખરમુળ, કાકડાસીંગ, નાગરમોથ, સુંઠ, મરી, પીપર અને કચુરો આ ઓસડોનું સમભાગ ચુરણ કરી આદાના રસમાં અથવા મધમાં આપવું જેથી પેટમાં દુઃખતું મટશે.

૮૩ પાંચમું ચુરણઃ—બહેડાં ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, હીંગ ૧ ભાગ હરડાં ૧ ભાગ, કાંકચીઆ ૩ ભાગ ઉપરની સર્વ દવાનું, ચુરણ કરી મિશ્ર કરી તેની બોર જેવડી એરંડીઆ તેલમાં ગોળીઓ કરવી તે આપવાથી પેટમાં દુઃખતું મટે છે.

૮૪ છઠું ચુરણઃ—સુંઠ, હીમજ, પીંપર, નસોતર અને સંચળ આ પાંચનું સમભાગ ચુરણ લીધાથી ચુંક, પેટનો વાયુ તથા મળસ્તંભ દૂર થશે.

૮૫ સાતમું ચુરણઃ—ઇન્દ્રજવ, કડુ, વાવડીંગ; કરીઆતુ, અતિવિષ, દીકામાળી એળીઓ, કાકચીઓ, મરી, કાળીજીરી લઇ સમભાગ ચુરણ કરવું. બે ભાગ ચુરણ તથા એક ભાગ ઝેકરચોળાં

લઇ વાટી નાની બોર જેવડી ગોળીઓ કરવી, તેમાંથી એક બે ગોળી આપવી. ચુંક તથા અજીર્ણ મટશે.

૮૬ આઠમું ચુરણ:—સુંઠ, હીંગ, અને પાદેલોણ અગર સાજીખારનું ચુરણ અજીર્ણ તથા શુળનું સમન કરે છે.

૮૭ નવમું ચુરણ:—જવખાંર, ટંકણખાર, ચિત્રકમુળ, ત્રિકટુ અને પંચવલણનું સમભાગ ચુરણ ત્રિફળાના કવાથમાં લેવું જેથી સાફ દસ્ત આવે.

૮૮ દશામું ચુરણ:—પટોળ, વાવડીંગ ત્રિફળા, એકેક તોલો, દાલચીની, ટેટુ અને નસોતર આ ત્રણે અર્ધો અર્ધો તોલો લઇ તેનું ચુરણ કરવું તેમાથી તોલો અડધો ગાયના મુત્ર સાથે આપવું.

૮૯ અગીઆરમું ચુરણ:—સુંઠ, મરી, ટંકણખાર, ખારો અને ગંધક આ સર્વે સમભાગ અને નેપાળાનાં બી બે ભાગ તેને ખરલમાં ઘુંટી એકત્ર કરવાં તથા બે રતીના પ્રમાણમાં તે આપવું. નેપાળાનો જુલાબ આપવામાંજ ઘણીજ સાવચેતી રાખવી. અણુસમજુ લોકો કેટલીકવાર તેના જુલાબ લે છે. તેથી માઠાં પરીણામ નીપજે છે.

૯૦ બારમું ચુરણ:—પુનર્નાવા, સુંઠ, ગળો, દેવદાર અને કીમજના કાઢાવમાં સમભાગ ગાયનું મુત્ર નાંખી પાવું.



# પ્રકરણ ૨૦ મું.

સુતર, ઉન અને રેશમ ઉપર જુદી જુદી જાતના તમામ રંગ ચડાવવા બાબતઃ—જુદી જુદી જાતના રંગેલાં કપડાં તેમજ છાપેલાં કપડાં જેવાં કે છીંટ વીગેરેને માટે આ દેશ અસલથી પ્રખ્યાત છે, અને યુરોપના વિદ્વાનોનો પણ એ મત છે કે આ હુન્નર પહેલ વહેલાં હિંદુસ્તાનમાં શોધી કાઢ્યો હતો, અને ત્યાંથી ધીમે ધીમે મીસર અને અરબસ્તાન તરફ થઇને યુરોપમાં પ્રસરતો ચાલ્યો. વળી છીંટ છાપવાનો હુન્નર પણ આ દેશમાં જન્મ પામ્યો હોય એમ તે લોકો ધારે છે, પણ જો કે આ દેશ આટલાં બધાં વરસ થયાં આ હુન્નરને માટે પ્રખ્યાત છે, તો પણ હાલના વખતમાં પછાત પડવાનું કારણ એ છે કે આ દેશની રંગવાની રીતો ઘણી લાંબી અને કંટાળો ઉપજાવે એવી છે, તેમ તે કામ તમામ હાથથી કરવું પડે છે, અને તેથી વિલાયતના સંચાથી રંગેલાં અને છાપેલાં કપડાંની સસ્તાઇ જોડે આ દેશના કારીગરો બરાબરી કરી શકતા નથી. છીંટ છાપવાનો હુન્નર આ દેશમાંથી ૧૦૦ વરસ પહેલાં વિલાયતમાં દાખલ થયો છે, તો પણ તેટલી થોડી મુદતમાં તેઓએ સંચાની મદદથી, તેમજ રસાયણ શાસ્ત્રનું જ્ઞાન રંગ પાકા કરવામાં વાપરીને એટલી તો પ્રવીણતા મેળવી છે કે હાલમાં તેઓ એક કપડાપર ૨૧ જાતના જુદા જુદા રંગ છાપી શકે છે. અને આ દેશમાં એક કપડા પર પાંચ કરતાં વધારે રંગ ક્વચીતજ જોવામાં આવે છે. આ એક દાખલા ઉપરથી તેમજ તહેવાર રંગેલાં વિલાયતી કપડાં જોવાથી આ

દેશ કેટલો પછાત છે, તે માલમ પડશે. વળી આ દેશમાં રંગવાનું કામ ખાત્રી અને રંગરેજો કરે છે, અને કેટલા એક રંગ પાકા કરવા માટે જે રસાયણ શાસ્ત્રનાં જ્ઞાનની જરૂર છે, તે તે લોકો પાસે નહોવાથી તેઓને પોતાની અસલ લાંબી રીતોને વળગી રહેવું પડે છે, તેમાં કાંઇ નવાઇ નથી.

આ ચોપડીમાં આખા હિન્દુસ્તાનમાં વપરાતા રંગ તેમજ રંગવાની ક્રીયાઓનો સમાવેશ કરેલો છે. પહેલાં હિન્દુસ્તાનમાં પેદા થતાં રંગના ઝાડનું વર્ણન આપ્યા પછી રંગવાની ક્રીયાઓ લખવામાં આવશે. હવે રંગવાની ચીજોના મુખ્ય બે વીભાગ કરેલા છે. તેમાં પહેલામાં રંગ બેસાડવામાં અથવા પાકો કરવામાં વપરાતી ચીજો આપેલી છે, અને બીજામાં રંગના ઝાડમાંથી રંગ કેમ કાઢે છે તે વર્ણન તથા રંગવાની ક્રીયાઓ આપેલી છે.

## રંગ બેસાડવામાં વપરાતી ચીજો.

૧ કાથો, ૨ થુઅરની રાખ, ૩ બોજગર, ૪ હરડાં, ૫ બેહેડાં ૬ આમળાં, ૭ માયાંફલ, ૮ દાડમની છાલ, વીગેરે.

## લાલ રંગ માટે વપરાતી ચીજો.

૧ પતંગનું લાકડું, ૨ કસુંબો, ૩ સોરંગી, ૪ નાગકેસર, ૫ લાખ, ૬ કીરમજ, ૭ મેંદીના પાંદડાં, ૮ આલ, ૯ મજીઠ, ૧૦ હારસીંગરનું ફુલ, ૧૧ લાલ ચંદન વીગેરે.

## પીળા રંગ માટે વપરાતી ચીજો.

૧ કેસુડાં, ૨ કપીલરંગ, ૩ હળદર, ૪ લોધર વીગેરે.

બીજા મીશ્ર રંગોને માટે ઉપરની ચીજો જુદા જુદા પ્રમાણમાં

મેળવવામાં આવે છે, તથા કેટલાક ખાર વપરાય છે, તેમના નામ તે બાબતનું વર્ણન આપતી વખતે આપવામાં આવશે.

હવે ઉપર લખેલી રંગની ચીજો કયા ઝાડમાંથી નીકળે છે અને તેને કેમ કાઢે છે તે જાણવું અવશ્યનું છે.

૧ કાથો:—ખેરના લાકડાના ઝીણા કટકા કરીને તેમને માટીના વાસણમાં ઉકાળે છે, પાણીનો રંગ જ્યારે લાલ થઇ જાય ત્યારે તે પાણી કાઢી લઇને બીજું પાણી નાંખી ઉકાળે છે. આ પ્રમાણે જ્યાં સુધી રંગ નીકળે ત્યાં સુધી ઉકાળીને છેવટે સઘળાં ઉકાળેલાં પાણી મીશ્ર કરીને તેમને ઉકાળે છે. અને ખુબ જાડું થયા પછી ઠરવા દે છે તેને કાથો કહે છે.

૨. થુઅર:—આ થુઅરને સુકાવીને તેને બાળીને રાખ કરે છે. અને તે રાખ મજીઠની સાથે મેળવવાથી લાલ રંગ બને છે. રંગવાનું પ્રમાણ આગળ ઉપર આપવામાં આવશે. વળી આ ઝાડના કોયલા દારૂ બનાવવાના કામમાં ઘણા ઉપયોગી છે.

૩. બોજગર:—પીસ્તાંના ઝાડ ઉપર જીવડાં માચાં જેવી નાની ગાંઠો બાંધે છે અને તેમાંથી ઝાડનો રસ સુકાઇ જવાથી તે અંદરથી પોલાં હોય છે. આ ચીજ રેશમ રંગવામાં ઘણી વપરાય છે.

૪ દાડમની છાલ:—આ ઝાડ તમામ ઠેકાણે જોવામાં આવે છે, અને તેના દરેક ભાગમાં તુરાશ રહેલી હોય છે. દાડમની છાલના ઉકાળેલા પાણીમાં હીરાકશીનું પાણી નાંખ્યું હોય તો તેનો રંગ બદલાઇને ઘેરો આસમાની થઇ જાય છે, રસકપુરથી ભુરા રંગનો પીળો થાય છે, અને પોટાશ અને લાઇકર એમોનીઆ નાંખવાથી સાફ પીળો રંગ થઇ જાય છે. ફળની છાલ શીવાય ઝાડની છાલ પણ

ઘણી ઉપયોગી છે. અને તે મોરાક્કા જાતનું ઊંચી જાતનું ચામડું રંગવામાં કામ આવે છે. ફુલની પાંખડીઓ હીરાકસી સાથે વાટવાથી કાળો રંગ થાય છે. ફળની છાલનો ઉકાળો ઘેરા પીળા રંગનો અથવા ભુરા રંગનો હોય છે, અને કોઇ વખત કપડાં રંગવામાં એકલો વપરાય છે, પરંતુ ઘણું કરીને બીજા રંગની સાથે વપરાય છે, જેથી તે રંગ પાકા થાય છે, અથવા વધારે ખુલતા અથવા ઘેરા થાય છે. આ ઉકાળો હળદરના રંગને પાકો કરે છે, તેમજ ગળી સાથે કેટલીક જાતના લીલા રંગ કરવામાં પણ વપરાય છે. સીંધમાં દાડમના ઝાડ ફળને માટે નહી પણ ફક્ત છાલની કીમતને માટેજ વાવે છે, અને ત્યાં તેમને દર વીઘે રૂ. ૧૨ ખરચ થાય છે. અને રૂ. ૪૦ ની છાલ ચાર વરસ પછી દરવરસે નીકળે છે. હવે તે વાવવાની રીતે નીચે મુજબ છે. દર સો ચોરસ વાર જમીનના કટકા માટે દાડમના ઝાડના કટકા કરીને જમીનને સારી પેઠે પાણી પાયા પછી ૨૫૦ કટકા વાવે છે. અને એક વરસ પછી ઉખાડીને તેમને છુટાં છુટાં વાવી દે છે. આ પ્રમાણે છુટા વાવ્યા પછી ચોથે વરસે ફુલ ફળ આવવા માંડે છે, પછીથી દરેક વરસે ઉપજ આવે છે.

૫ **માંયાફળ:**—આ ઝાડ જરા ખારવાળી જમીનપર વધારે સારાં ઉગે છે. ઝાડ મોટું થયા પછી તેને જીવડાં લાગે છે અને અંદર કાણાં પાડે છે, અને તેથી રસ બહાર નીકળીને ગાંઠાની માફક જામી જાય છે, તે ગાંઠાને માયાં કહે છે. આ ઝાડની છાલ ચામડાં રંગવામાં આવે છે. અને માયાંનો ઉકાળો છીંટ છાપવામાં અને રંગ પાકા કરવામાં ઘણો ઉપયોગી છે; મજીઠનો રંગ બેસાડવા માટે સૌ પહેલાં કપડાંને માયાંના પાણીમાં ડુબાવી રાખવાં પડે છે. માયાંનો ઉકાળો હીરાકશી સાથે મેળવ્યાથી કપડાંપર કાળો રંગ ચડે છે.

૬ હરડાં બહેડાં અને આમળાંઃ—આ ત્રણે જુદાં ઝાડની પેદાશ છે. આ બધાં ફળ કપડાં રંગવામાં, શાહી બનાવગામાં તેમજ ચામડાં રંગવામાં કામ આવે છે. આ ફળને ખાંડીને તેને ઉકાળે છે. અને તે ઉકાળો નીચે મુજબ રંગ પેદા કરે છે. હીરાકશી સાથે કાળો રંગ પેદા કરે છે, એને શાહી કહે છે. ફટકડી સાથે મેળવવાથી લીલો રંગ થાય છે, ગળી સાથે ઘેરો આસમાની અને કાથાની સાથે જુદો ભુરો રંગ કરે છે.

સાદા રંગ મુખ્ય ૪ છે લાલ, પીળો, આસમાની અને કાળો. આ ત્રણ રંગને જુદા જુદા પ્રમાણમાં મિશ્ર કરવાથી બીજા મિશ્રરંગ બને છે. જેવાકે ભુરો, લીલો વીગેરે. પહેલાં લાલ રંગ આપનારાં ઝાડમાંથી રંગ કાઢવાનું વર્ણન આપીને બાદ સુતર, ઉન અને રેશમ ઉપર તે રંગ ચડાવવાની કૃતિઓ આપવામાં આવશે.

## જુદી જુદી જાતના લાલ રંગ.

૧ પતંગઃ—આ રંગ પતંગના લાકડાને પાણીમાં ઉકાળવાથી નીકળી આવે છે. આ રંગમાં જરા ખટાસ નાંખવાથી પીળો થઇ જાય છે. અને ખાર નાંખવાથી આસમાની થાય છે. લાલ શાહી પણ આ રંગમાંથી બને છે. ( શાહી બનાવવાના પ્રકરણમાં જુઓ. ) આ રંગ પાકો કરવાની રીત હજુ સુધી નીકળી નથી. આ રંગમાં લાઇકર એમોનીઆ નાંખવાથી ઘણો ખુબસુરત લાલ રંગ થાય છે, પણ તે ધોવાથી જતો રહે છે. હીરાકસીના પાણીથી કાળો થાય છે, અને મોરથુથુ, ફટકડી અને પોટાસીઅમ ટારટેરેટથી આસમાની થાય છે. આ રીતે થએલો આસમાની રંગ ધોવાથી જતો નથી.

૨ કસુંબોઃ—કસુંબાના બીજ ઘણું કરીને બીજા પાક સાથે

વવાય છે. અને તેનાં ફુલ જેમ જેમ ઉઘડતાં જાય છે તેમ તેમ વીણી લે છે, અને પછી છાંયામાં સુકવે છે. આ ફુલમાં બે જાતના રંગ રહેલા છે. ૧ લો પીળો જેને જરદી કહે છે તે અને ૨ જો લાલ. પીળો રંગ ફક્ત પાણીમાં ધોવાથી નીકળી આવે છે અને ત્યારબાદ તેમાં સાજીખાર અથવા બીજો ખાર નાંખવાથી લાલ રંગ નીકળે છે.

કસુંબાના ફુલને વીણી લીધા પછી તેમાંથી પીળો રંગ કાઢવો કે નહીં તેનો આધાર તેને આ દેશમાં વાપરવાનો છે કે પરદેશ મોકલવાનો છે તે ઉપર છે. જો પરદેશ મોકલવો હોય તો ફુલને એક મોટી ઝોળીમાં નાંખીને તેપર પાણી રેડે છે અને એક માણસ પગેવથી કચરતો જાય છે; ત્યારપછી ફુલની નાની ગોટીઓ વાળીને સુકવે છે. આ દેશમાં વાપરવાના કસુંબાને આ પ્રમાણે કરતા નથી પણ ફક્ત વીણીને સુકવીને વેચે છે. કસુંબાના બીજમાંથી ઘણું સરસ તેલ નીકળે છે અને તે બાળવાના કામમાં આવે છે. આ તેલ સાબુ બનાવવામા કામ આવી શકે તેમ છે. પહાડી જમીનપર વાવેલો કસુંબો હંમેશાં વધારે કીમતી ગણાય છે.

૩ સોરંગી અને નાગકેસરઃ—સોરંગીના મૂળીઆંને ખાંડીને ઉકાળવાથી તેમાંથી લાલ રંગ નીકળે છે. સોરંગીના ફુલને નાગકે-સર કહે છે અને રેશમ રંગવામાં વપરાય છે.

૪ લાખઃ—આ ચીકણો પદાર્થ ઘણાં ઝાડપર જોવામાં આવે છે. અને તે જીવડાં બનાવે છે. મુખત્વે કરીને બોરડી, ખાખરો પીપર, ગુલર, કોઠ વીગેરે ઝાડોપર લાખ ઘણી થાય છે. આ લાખને ઝાડપરથી ઉખાડીને તેને સુકાવીને ખાંડે છે, બાદ પાણીમાં ધોવાથી

સઘળો રંગ નીકળી આવે છે, અને બાકી રહેલા કુચાને ગરમ કરવાથી તેમાંથી સીલ કરવાની લાખ બને છે. ઉપરનું રંગનું પાણી ગરમ કરીને ઉડાડી નાંખવાથી સઘળો રંગ નીચે રહી જાય છે. આ રંગ રેશમ, ઉન, ચામડાં વીગેરે પર લાલ, ભુરા વીગેરે રંગ ચડાવવામાં વપરાય છે.

૫ કીરમજઃ—આ એક જાતનાં જીવડાં છે. અને તેમને થોરના ઝાડપર ઉછેરી છેવટે તેમને ગરમ પાણીમાં નાંખીને મારી નાંખીને સુકવે છે. એક શેર કીરમજમાં ૭૦૦૦૦ જીવડા હોય છે. કીરમજનો રંગ રેશમ અને ઉનપર સારી રીતે ચડે છે. પણ સુતર ઉપર ચડતો નથી. કીરમજને વાટીને આલકોહોલ અથવા સ્પીરીટમાં નાંખવાથી તેનો રંગ નીકળી આવે છે. કીરમજના પાણીમાં ખટાશ નાંખવાથી તેનો રંગ પીળો થઇ જાય છે, અને ખાર નાંખવાથી આસમાની થાય છે. શાલ અને બનાત ઉપર આ રંગ સહેલાઇથી ચડે છે.

૬ મેંદીઃ—મેંદીનાં પાંદડાં સ્ત્રીઓના હાથ રંગવાનાં કામ આવે છે, અને તેના ફુલને પાણીમાં ઉકાળવાથી તે પાણી ઘણું સુગંધી બને છે. દાકતર રોકસબરો કહે છે કે જે મેંદીના પાંદડાનો રંગ ખટાસથી ઉડી જાય છે, અને ખારથી ઘેરો થાય છે. વળી મેંદીનાં પાંદડાંને પાણીમાં ઉકાળીને તે વતી વાળ ભીંજાવીને, અને પછી ગળીથી રંગવાથી કાળા થાય છે.

૭ આલઃ—આ નામના મુળીયાને ખાંડીને ઉકાળવાથી લાલ રંગ નીકળે છે અને તે રંગ ફટકડીથી ઘણો ખરો પાકો થાયછે.

૮ મજીઠઃ—આમાંથી પણ લાલ રંગ નીકળે છે અને તે રંગવામાં તેમજ છીંટ છાપવામાં વપરાય છે.

૯. હારસીંગારઃ—આ ઝાડની છાલ ચામડા રંગવામાં અને ફુલ કપડાં રંગવામાં વપરાય છે. રંગ ઘણો ખુબસુરત હોય છે, પણ કાંચો હોય છે, ફુલને સુકવીને રાખી મુકીને જોઇએ ત્યારે પાણીમાં ઉકાળે છે, એટલે રંગ નીકળે છે. ૧૦ શેર રંગ બનાવવા માટે ૧ શેર સુકાં ફુલ લઇને તેમને ૨૦ શેર પાણીમાં નાંખી ૧૦ શેર રહે ત્યાં સુધી ઉકાળે છે. આ પાણીમાં કપડું ડુબાવવાથી રંગ ચડે છે, પણ ઘણું કરીને તે બીજા રંગ સાથે રંગ સુધારવામાં વપરાય છે.

૧૦. લાલ ચંદનઃ—આ લાકડામાંથી રંગ કાઢવા માટે તેને પાણીમાં નાંખીને તેમાં થોડો ખારો મેળવી ઉકાળે છે. આ લાંકડાની મુતિઓ પણ બને છે. આ રંગમાં કપડું ડુબાવવાથી રંગાતુ નથી. પરંતુ કપડાંને તેની સાથે ઉકાળવાં પડે છે. આ ઝાડ સોલાપુર તરફ ઘણું થાય છે.

## રેશમ ઉપર જુદી જુદી જાતના લાલ રંગ ચડાવવા વિષે.

૧ લાલઃ—કીરમજ ૧૬ તોલા, બોજગર ૮ તોલા, પતંગનું લાકડું ૧ શેર એ બધાંને પાણીમાં ઉકાળીને તેમાં ૧૭ તોલા રેશમ નાંખી થોડીવાર ઉકાળવાથી લાલ રંગ થશે.

૨ બીજી રીતઃ—રેશમને પહેલાં સાફ પાણીમાં ધોઇને બાદ સાફ કરવું. બકરાંની લીંડી, કેળાંના ઝાડની રાખ, પાણી અને કસુંબાનું તેલ એ બધાના ઉકાળામાં નાંખવું અને હંમેશાં ૧ વખત બહાર કાઢીને સુકવવું. આ પ્રમાણે ૫-૬ દિવસ કરવું. પછી લાલ

ચંદનના કટકા, ફટકડી, થોડું કસુંબાનું તેલ અને પાણી એ બધાને ઉકાળીને પાણી બનાવવું. આ પાણીમાં કપડું અથવા રેશમ ૮ દિવસ રાખવું અને હંમેશાં એક વખત બહાર કાઢીને સુકાવવું. આ પ્રમાણે કરવાથી રેશમપર પાકો લાલ રંગ થશે.

**૩ ત્રીજી રીત ૫૦ વાર લાંબી રેશમી પાઘડી માટેઃ—** જરદી કાઢી નાંખેલો કસુંબો ૩ શેર, કેળાંના થડની રાખ ૪ મુઠી અથવા ૦ાા શેર સાજીખાર એ બંનેને ભેગાં મેળવી ઉપર પાણી રેડવું અટલે લાલ રંગ નીકળશે. આ રંગને કપડામાં ગળી લઇને તેમાં થોડો લીંબુનો રસ નાંખીને કપડું હલાવવું. રંગ ઘેરો કરવા માટે ફરીથી સઘળી ચીજો લઇને ત્રણ ચાર વખત રંગવું.

**૪ લાલઃ—**ધોએલા રેશમને ૧ ભાગ કીરમજ અને ૦ાા ભાગ બોજગરના ભેગું ઉકાળવું અને પછી નીચે ઉતારીને પણ કપડું ૨૪ કલાક તેમાં રહેવા દેવું, બાદ બહાર કાઢીને ધોઇ નાંખવું.

**૫ પાકો લાલઃ—**મજીઠ ૧ ભાગ, હળદર ૧ ભાગ, માયાં ૧ા ભાગ એ બધાંને ભેગાં ઉકાળીને રેશમને તેમાં ડુબાવી રાખવું.

**૬ લાલઃ—**કીરમજ ૦ાા શેર, બોજગર ૧ શેર એ બંનેને ભેગાં ઉકાળીને કપડુ તેમાં ડુબાવી રાખીને સાફ પાણીમાં ધોવું.

**૭ બીજી રીતઃ—**૮ રૂપીઆભાર કીરમજને ચુનાનું પાણી અને ૫ રૂપીઆભાર ફટકડી એ બંનેને મિશ્રને ઉકાળીને રેશમ તેમાં ડુબાવી રાખવું. આ પ્રમાણે ૨૫ રૂપીઆભાર રેશમ માટે છે.

**૮ કસુંબીઃ—**કસુંબામાંથી સઘળી જરદી ધોઇને કાઢી નાંખ્યા બાદ તેમાં થોડો ખારો મેળવી સઘળો લાલ રંગ કાઢી લેવો. આ

નીકળેલા રંગથી ત્રીજો ભાગ લીંબુનો રસ નાંખી તેમાં રેશમ નાંખીને થોડીવાર રાખી નીચોવવું, આ પ્રમાણે તાજો સામાન ફરીથી લઇને મરજી મુજબ રંગ થાય ત્યાં સુધી કરવું.

૯ બીજી રીત:—૧૦ શેર રેશમ માટે ૩૦ શેર કસુંબો અને ૧૦ શેર બોર લેવાં. થોડા પાણીમાં જરા ગળી વાટીને નાંખવી બાદ તેમાં ઉપરનો કસુંબો જરા આસમાની રંગનો થાય ત્યાં સુધી ભીં-જાવી રાખવો, બાદ કાઢી લઇ તેનો આગળની રીત મુજબ રંગ કાઢવો. ૧૦ ભાગ બોરને પણ સાદા પાણીમાં ભીજાવીને તેનો ઉકાળીને રસ કાઢવો. બાદ આ બંને પાણી મિશ્ર કરીને, રેશમને મરજી મુજબ રંગ કરવા માટે થોડી અથવા ઘણીવાર રાખવું.

## સુતર ઉપર જુદી જુદી જાતના લાલ રંગ ચઢાવવા વિષે.

આ રંગમાં કસુંબો ઘણો વપરાય છે માટે કસુંબામાંથી રંગ કેમ કાઢવો તે લખવું જરૂરનું છે. પહેલાં કસુંબાને સાફ પાણીથી ધોવો. આ રીતે જ્યાં સુધી પીળી જરદી નીકળે ત્યાં સુધી કરવું. બાદ તેમાં દર શેર કસુંબા માટે રાા રૂપીઆભાર સાજીખાર અથવા પોટાસ નાંખી બીજું પાણી નાંખે છે. એટલે રંગ નીકળી આવે છે- આ પહેલી વખતના નીકળેલા રંગને જુદો રાખીને બાકી રહેલા કસુંબામાં બીજો ખાર નાંખી ફરીથી બે વખત રંગ કાઢી લેવો, અને તે બંનેને પણ જુદા રાખવા. દર વખતે ૧ શેર કસુંબામાં રાા શેર પાણી નાંખવું. હવે જરદી, પહેલી, બીજી, અને ત્રીજી વખતનો કાઢેલો લાલ રંગ એ રીતે ચાર કુંડાં જુદાં રાખવાં અને નીચે લખ્યા મુજબ કામ કરવું. કેટલેક ઠેકાણે કસુંબામાંથી પહેલી વખતેજ બધો રંગ કાઢી લે છે.

**૧ પાઘડીઓ રંગવા માટે:**—ઉપર મુજબ કસુંબાના નંબર પહેલાવાળા રંગમાં લીંબુનો રસ અથવા કેરીનાં આંબોળીઆનો ઉકાળો નાંખીને તેમાં પાઘડીને અગાઉથી ધોઇને ભીની હોય ત્યારે હલાવાથી એટલે લાલ રંગ થશે.

**૨ બીજી રીત:**—પહેલાં કપડાંને કસુંબાની જરદીમાં ડુબાવીને બાદ નંબર ૧ વાલા લાલ રંગમાં ખટાઇ નાંખીને તેમાં ડુબાવવું.

**૩ લોહી જેવો લાલ રંગ બનાવવાની રીત:**—પહેલાં ઉપરની રીતથી કપડાંને રંગીને બાદ તેને ૦। શેર કીરમજ, ૫ રૂપીઆભાર બોજગર, અને ૨॥ ભાર ફટકડી એ ત્રણેને ભેગાં ઉકાળીને તેમાં ડુબાવવો.

**૪ ફીકો લાલ રંગ પાકો:**—આ રીત સાડીઓ રંગવામાં કામ આવે છે. પહેલાં કપડાંને ખારના પાણીમાં ડુબાવીને ધોઇને બાદ તેને હરડાં અને બેહેડાંના ઉકાળેલા પાણીમાં નાંખે છે. પછી તેને સુકાવીને ફટકડીના પાણીમાં નાંખે છે; અને છેવટે ૪૦ શેર સોરંગી ખાંડીને ઉકાળીને તે પાણીમાં રાખી મુકે છે, બાદ સુકવીને બકરાની લીંડીઓ નાખેલા પાણીમાં થોડીવાર રાખી મુકે છે.

**૫ સુર્ખ:**—કપડાંને કસુંબાની જરદી, ત્રીજા વખતનું રંગનું પાણી, પછી બીજા વખતનુ અને છેવટે પહેલા વખતનું એ બધામાં અનુક્રમે ડુબાવી નાંખી કાઢે છે. રંગ કાચો છે.

**૬ ગુલઅનાર:**—પહેલાં ત્રીજા, વખતનો કસુંબાનો રંગ, પછી બીજા વખતનો, પછી પહેલા વખતનો અને છેવટે હળદરના પાણીમાં અનુક્રમે નાંખી કાઢી લેવું.

**૭ ગુલાબઆસી:**—ઉપરની માફકજ કરવું પણ છેવટે હળદરના પાણીને બદલે ગળીનું પાણી વાપરવું.

**૮ ઘેરો લાલ અથવા સપાઇ:**—કસુંબાના પહેલા વખતના રંગમાં ડુબાવીને પછી હારસીંગારનાં ઉકાળામાં નાંખીને છેવટે ખટાશવાળા પાણીમાં નાંખવું. રંગ કાચો છે.

**૯ પાકો લાલ:**—પહેલાં કપડાંને હરડાંના પાણીમાં નાંખી સુકાવીને બાદ ફટકડીના પાણીમાં નાંખી તેમજ કરવું; અને છેવટે આલના ઉકાળેલા પાણી સાથે ઉકાળવું એટલે પાકો લાલ રંગ થશે.

**૧૦ લાલ કાચો:**—પતંગના લાકડાંના બારીક કટકા કરીને તેમને પાણીમાં ફટકડી સાથે ઉકાળવા. આ પાણીમાં કપડું ડુબાવ્યાથી લાલ થાય છે.

**૧૧ ઘેરો લાલ પાકો:**—પહેલાં હળદરના પાણીમાં કપડાને ડુબાવીને પછી હરડાંના પાણીમાં અને છેવટે ફટકડીનાં પાણીમાં ડુબાવી નીચોવી નાંખવું. પછી ૧ શેર આલને ખાંડીને પાણીમા ઉકાળવો અને ઉકાળતી વખતે કપડાને તેમાં નાંખી ખુબ હલાવવું.

**૧૨ ખુન જેવો લાલ રંગ:**—કપડાને પહેલાં હરડાંના પાણીમાં ડુબાવીને પછી પતંગના લાકડાના ઉકાળેલા રંગમાં નાંખવું. રંગ કાચો.

**૧૩ ગુલાબી:**—પહેલાં કસુંબાની જરદીમાં ડુબાવીને બાદ કસુંબાના રંગમાં લીંબુનો રસ નાંખી તેમાં ડુબાવવું રંગ કાચો.

**૧૪ ફીકો ગુલાબી:**—૨૦ વાર કપડાં માટે, ૨૦ રૂપીઆભાર કસુંબાના રંગમાં ૧૨ લીંબુનો રસ નાંખી કપડાં તેમાં રંગવાં

૧૫ ગુલાબી:—૨૦ વાર કપડાં માટે ૧ શેર કસુંબાનો રંગ લઇ તેમાં બાર લીંબુ અથવા ॥ શેર કેરીનાં આંબોળીઆં ઉકાળીને નાંખીને વાપરવો.

૧૬ લાલ:—૬ શેર કસુંબાનો રંગ કાઢીને તેમાં ૧॥ શેર કેરીનાં આંબોળીઆંનો ઉકાળો નાંખી કપડાને રંગવું; બાદ ૭॥ રૂપીઆભાર હળદરને પાણીમાં નાંખી તેમાં ડુબાવી કાઢવું.

૧૭ ફીકો લાલ:—૫ શેર કસુંબાનો રંગ કાઢી તેમાં ૧॥ શેર કેરીનાં આંબોળીઆંનો ઉકાળો નાંખી કપડાને રંગવું.

૧૮ લાલ પાકો:—મેંદીનાં પાંદડાંને પાણીમાં ઉકાળીને કપડાંને તેમાં ડુબાવીને છેવટે ફટકડીના પાણીમાં થોડીવાર રાખવાં.

૧૯ કસુંબાનો અરક:—આગળ આપી ગયા મુજબ કસુંબાનો રંગ કાઢીને તેમાં દર શેર કસુંબા માટે ૩ તોલા લીંબુનો રસ નાંખી હલાવીને ઠરવા દેવું એટલે તેટલી મુદતમાં સઘળો લાલ રંગ નીચે બેસશે. તેને સુકાવીને રાખી મુકવો અને જયારે જોઇએ ત્યારે તેમાંથી ૦॥ શેર લઇ તેમાં ૪ શેર પાણી અને ૬ તોલા લીંબુનો રસ નાખી વાપરવો.

૨૦ સુતરનાં વણેલાં કપડાંને રંગવા પહેલાં ધોવાની રીત:—એરંડીનું તેલ ૧૦ શેર, સાજી ૫ શેર, બકરાની લીંડી ૧ શેર, પાણી ૫ મણ એ બધાને મેળવીને કપડાંને તેમાં નાંખી ખુબ મસળાને બાદ સુકવવું અને છેવટે ધોવું.

## જુદી જુદી જાતના પીળા રંગ ચડાવવાની રીતો.

આ રંગ માટે વાપરેતાં ઝાડના રંગ નીચે મુજબ નીકળે છે.

૧ ખાખરો અથવા પલાસ:—આ ઝાડના ફુલને કેસુડાં કહે છે. અને તેને ઉકાળવાથી પીળો રંગ નીકળે છે, આ રંગમાં

ખારો નાંખવાથી ઘેરો પીળો થઇ જાય છે. આ ઝાડ ઘણી હલકી જમીનમાં પણ ઉગી શકે છે. કેસુડાંના સઘળા રંગ કાચા છે.

૨ કપીલ રંગ:—આ રંગ તે ઝાડની શીંગોમાંથી નીકળે છે. અને તે બીજને ફરતો લાગેલો હોય છે. તેથી ઉકાળવાથી નીકળી આવે છે. આ રંગ રેશમ અને સુતર પર રંગ ચડાવવામાં પણ વપરાય છે. તેમજ વીલાયતમાં માંખણને પીળો રંગ ચડાવવાના પણ કામ આવે છે.

૩ હળદર:—આ મુળીઆંનો રંગ પાણીમાં પીગળી શકે છે. તેમજ સ્પીરીટ અને ઇથરમાં પણ પીગળે છે. તેમાં જરા ખાર નાંખવાથી લાલ થઇ જાય છે. એકલી હળદરનો રંગ કાચો થાય છે, પરંતુ તેને દાડમની છાલ વીગેરે સાથે મેળવવાથી પાકો થઇ શકે છે.

૪ લોધ્રર:—આ ઝાડની છાલમાંથી પીળો રંગ નીકળે છે.

રેશમ ઉપર પીળો રંગ ચઢાવવાની રીતો.

૧ પાકો પીળો:—રેશમને ફટકડીના પાણીમાં ડુબાવી રાખીને બાદ ૮ ભાગ હળદર, ૧ ભાગ મજીઠ; અને ૧ ભાગ માયાફળ એ બધાંને ભેગાં ઉકાળી તેમાં ડુબાવવું.

૨ મકાઇના જેવો પીળો:—પહેલાં રેશમને ફટકડીના પાણીમાં ડુબાવીને બાદ મજીઠના ઉકાળામાં રાખવું. ગોડો રેંવચીનો શીરો નાંખવાથી રંગ વધારે ચળકશે.

૩ સોનેરી પીળો કાચો:—પહેલાં હળદરના પાણીમાં ડુબાવીને બાદ હારસીંગારનાં ફુલના ઉકાળેલા પાણીમાં થોડીવાર રાખીને છેવટે ફટકડીના પાણીમાં રાખવું.

૪ બીજી રીતઃ—એક વખત કેસુંડાંના ફુલના ઉકાળેલા પાણીમાં ડુબાવીને બાદ બે વખત લીંબુના રસમાં ડુબાવવું. રંગ કાચો

સુતર ઉપર પીળો રંગ ચઢાવવા વિષે.

૧ સોનેરી પીળો કાચોઃ—હારસીંગારના ફુલને પાણીમાં પીગાળીને તેમાં ખારો તથા લીંબુનો રસ નાંખી કપડું ડુબાવવું-

૨ પીળોઃ—પહેલાં કપડાને ધોઇને હળદરના પાણીમાં ભીજવવું બાદ લીંબુના રસમાં ડુબાવવાથી કાચો પીળો રંગ થશે.

૩ બીજી રીતઃ—સુતરને પહેલાં હળદરના પાણીમાં નાખીને પછી કસુંબાના રંગમાં નાંખી છેવટે કારબોનેટ ઓફ સોડા અથવા સાજીખારના પાણીમાં ડુબાવી કાઢવું.

૪ કેસુડામાંથી પીળો રંગઃ—ાા શેર કેસુંડાંના ફુલ, ૧ તોલો સાજીખાર અને ૨ તોલા લીંબુનો રસ, એ બધાંને પાણીમાં નાંખીને તે પાણી અરધું રહે ત્યાં સુધી ઉકાળવું બાદ નિચે ઉતારી તેમાં કપડાંને ાા કલાક ભીજવી રાખવાથી રંગ ચડશે.

૫ પીળો પાકોઃ—દાડમની છાલને પાણીમાં ઉકાળીને તેમાં થોડી ફીરાકસી નાંખવી. આ પાણીમાં કપડું ડુબાવવાથી પીળું થાય છે.

૬ પીળોઃ—૧ શેર દાડમની છાલને ૫ શેર પાણીમાં નાંખીને રાા શેર પાણી રહે ત્યાં સુધી ઉકાળવી. હવે કપડાંને પહેલાં ૧૫ રૂપીઆભાર હળદરને પાણીમાં પીગાળીને તેમાં ડુબાવી રાખવું. બાદ સુકાવીને ઉપર તૈયાર કરેલા દાડમની છાલના રંગમાં ૫ તોલા ફટકડી નાંખી તેમાં ડુબાવવું એટલે તે પર પીળો રંગ થશે. રંગ ઘેરો કરવા માટે ફરીથી ઉપર મુજબ કરવું.

૭ પીળો:—કેસરને પાણીમાં વાટીને તે પાણીમાં કપડું ડુબાવવાથી ઘણો ખુબસુરત રંગ થાય છે. પણ તે કાચો હોય છે.

૮ પીળો પાકો:—કપડાંને ૦। શેર ફટકડીના પાણીમાં ડુબાવીને પછી ૦। શેર મુલતાની પીળી માટીને પાણી પીગાળી તેમાં ૦॥ કલાક રાખવાથી પાકો રંગ થાય છે.

૯ પીળો:—હળદર ૦॥। શેર, કસુંબો ૦॥ શેર, લીંબુ ૧૨ અથવા ૦। શેર આંબોળીઆં. પહેલાં હળદરના પાણીમાં ડુબાવીને પછી કસુંબો અને લીંબુના રસમાં અનુક્રમે ડુબાવવાં.

## ઉન ઉપર જુદી જુદી જાતનો પીળો રંગ ચડાવવા વિષે.

૧ પીળો:—સફેદ ઉનને પહેલાં હારસીંગારના ફુલના ઉકાળેલા પાણીમાં રાખીને પછી હળદરના પાણીમાં નાંખી મુકવી, અને ૨ કલાક પછી કાઢવું.

૨ સોનેરી પીળો કાચો:—હળદર, હારસીંગારનાં ફુલ અને ફટકડી એ ત્રણેના પાણીમાં અનુક્રમે નાંખવું.

૩ પીળો પાકો:—ઉનને ફટકડીના પાણીમાં ઉકાળીને તે પછી કેસુંડાંના ફુલના ઉકાળેલા પાણીમાં થોડીવાર રાખવાથી પીળો રંગ થાય છે.

૪ મકાઇ જેવો પીળો રંગ:—રેશમ ઉપર પીળો રંગ ચડાવવાની બાબતમાં નંબર ૨ જામાં જે રીત આપેલી છે તે રીત પ્રમાણે કરવું.

૫ પીળો રંગઃ—૨૫ પાઉન્ડ ઉન માટે, કેસુંડાં ૪૦ શેર હળદર ૫ શેર અને ફટકડી ०॥। શેર, કેસુંડાંના ફુલ અને ઉનને એક મોટા વાસણમાં નાંખી તેપર ઉન ડુબે તેટલું પાણી નાંખી ૧૨ કલાક રહેવા દેવું. બાદ નીચોવીને છાંયા વાળી જગામાં સુકવવું. સુકાયા પછી ઉપરના વજન જેટલી હળદર અને ફટકડી સાથે પાણી હળદરનો તમામ રંગ ઉન પી જાય ત્યાં સુધી ઉકાળવું.

આ શિવાય સુતર રંગવામાં જે ચીજો વપરાય છે તે પણ ઉનમાં કામ આવી શકે છે માટે તે ફરીથી લખી નથી.

## આસમાની રંગમાં વપરાતી ચીજો.

૧. આ રંગને માટે વપરાતી ચીજ ફક્ત ગળી છે. આ છોડ મદ્રાસ અને બંગાળા ઇલાકામાં ઘણો વવાય છે, અને તેના છોડમાંથી ગળી બનાવવાનાં કારખાનાં પણ ત્યાં ઘણાં છે. આ ઇલાકામાં તે છોડ બીલકુલ વવાતો નથી, પણ એક જંગલી જાતના ગળીના છોડમાંથી ગળી બનાવે છે, તે ઘણીજ ઉતરતી થાય છે અને ફક્ત કારીગરો પોતાના ખપ માટેજ બનાવે છે. ગળીની કીંમત એટલી બધી મોંઘી છે કે જો આ ઇલાકામાં તેનું વાવેતર કરીને તેની ગળી બનાવવાનાં કારખાનાં નીકળે તો બેશક ઘણો ફાયદો થાય.

## રેશમ ઉપર જુદી જાતનો આસમાની રંગ ચડાવવાની રીતો.

૧. આસમાનીઃ—રેશમને પહેલાં ગળીનાં પાણીમાં થોડીવાર રાખીને પછી તેને નીચોવી કાઢે છે. બાદ ૩ શેર રેશમ માટે ૧૨ રૂપીઆભાર ફટકડી લઇ તેને પાણીમાં પીગાળીને તે પાણીમાં રેશમને ધોવું, અને પછી નીચોવ્યા વીના સુકાવવા માટે ઉંચું ટાંગી મુકવું.

૨ **બીજી રીતઃ**—ગળીનાં પાંદડાંને ચુનાના પાણીમાં ૨૦ દીવસ સુધી ભીંજવી રાખે છે, એટલે તેટલી મુદતમાં સઘળો રંગ નીચે બેસે છે, તે લઇ તેમાં થોડી કેળાંના થડની રાખ નાંખીને રેશમને તેમાં થોડી અથવા ઘણીવાર હલાવી રાખવાથી ઘણી જાતનો આસમાની રંગ ચડી શકે છે.

૩ **ત્રીજી રીતઃ**—રાખને પાણીમાં ઘોઇને તે પાણીને ઠરવા દઇને તેમાં રેશમને થોડીવાર ભીંજવી રાખે છે, બાદ તેને ગળીનાં પાંદડાં સાથે ઉકાળે છે એટલે આસમાની રંગ ચડે છે. આ રીતથી વસઇમાં રેશમ રંગાય છે.

આ શીવાય નીચે સુતર માટે આપેલી રીતો પણ રેશમ માટે કામમાં આવી શકે છે.

**સુતર ઉપર જુદી જાતનો આસમાની રંગ ચડાવવાની રીતો.**

૧. **આસમાની પાકોઃ**—ચુનો, મીઠું અને ગળી એ ત્રણેને સરખે ભાગે લઇને જુદાં જુદાં વાસણમાં પીગાળવાં. આ દરેક પાણીમાં કપડું અનુક્રમે ડુબાવવું અને થોડું થોડું સુકવવું.

૨. **બીજી રીત પાકોઃ**—ગળી ૧ શેર, સોડા અથવા ખારો ૨॥ શેર, ચુનો ૦॥। શેરથી તે ૨॥ શેર સુધી, અને ગોળ ૦। શેર. આ પ્રમાણે લઇ તેમને ભેગાં પાણીમાં પીગાળી ૭-૮ કલાક સુધી રાખવાં. જો તેટલી મુદતમાં પાણીમાંથી પરપોટા ન નીકળે તો તેને ગરમ કરવું. આ રીતે તૈયાર કરેલા મીશ્રમાં કપડું ૧ વાર ડુબાવવાથી આસમાની થશે. વધારે ઘેરો રંગ કરવા માટે વધારે વાર ડુબાવવું.

૩. **ફીકો આસમાનીઃ**—કેસુડાં ૦। શેર, કળીચુનો ૨॥ તોલા, ફટકડી ૨॥ તોલો, ખાંડેલી અબરખ ૩૦ ગ્રેન અને થોડી ગળી, એ

બધાંને થોડીવાર પાણીમાં ભીંજવીને પછી તેમાં કપડું ડુબાવવું અને ઝટ ઉંચુ નીચું કરવું. આ રંગ થોડો પાકો છે, કારણ કે ધોવાથી જરા રંગ જતો રહે છે.

**૪. બધી જાતનો આસમાની:**—ચુનો ૧ શેર, ગોળ ાા શેર, અને સાજીખાર ાા શેર, એ ત્રણે પાણીમાં પીગાળી ૩-૪ દીવસ રાખી મુકવાં, અને દીવસમાં બે ચાર વાર હલાવવું. આ મુદતમાં મીશ્રનો રંગ જરા લાલાશ ઉપર આવી જશે. ત્યાર પછી તેમાં બારીક વાટેલી ગળી ૨ શેર નાંખીને વળી ૮ દીવસ રહેવા દેવું, અને વખતો વખત હલાવવું. છેવટે ૧ શેર ચુનો, ાા શેર ગોળ અને ાા શેર સાજીખાર નાંખવાં અને વળી ૮ દીવસ રહેવા દેવું, ત્યારબાદ કામમાં લેવું. આ મીશ્ર ઘણા દીવસ રહેવાથી બગડતું નથી, અને તેમાં થોડી અથવા ઘણીવાર કપડાને રહેવા દીધાથી ફીકા અથવા ઘેરો આસમાની રંગ થાય છે. વાપરવાની રીત:—આ મીશ્રમાંથી કપડું ડુબે તેટલું પાણી લેવું, અને ઘણું ઘાડું હોય તો થોડું પાણી નાંખવું; બાદ તેમાં કપડાંને સારી પેઠે મસળવું. પહેલાં તો કપડાનો રંગ લીલો માલમ પડશે, પણ ઘણીવાર હવામાં રાખવાથી આસમાની રંગ ખુલી નીકળશે.

**૫. ઘેરો આસમાની પાકો:**—થોડી ગળીને જરા પાણી સાથે ખુબ વાટીને, તેમા થોડો ચુનો, સાજીખાર અને ગોળ નાંખી હલાવવાં. આ મિશ્રમાં કપડું ડુબાવી મુકવાથી ઘેરો રંગ થાય છે.

**૬. આસમાની પાકો:**—ગળીનાં પાંદડાં અથવા ગળીને પાણીમાં ઉકાળીને તેમાં થોડી કેળાના ઝાડની રાખ નાંખવી. આ મિશ્રમાં ડુબાવી રાખવાથી પણ કપડું આસમાની થાય છે.

ગળીના સઘળા રંગ રંગતી વખતે કપડાને પાણીમાં ભીંજવીને પછી નિચોવી નાંખીને બાદ રંગમાં નાંખવું, નહિ તો કેટલેક ઠેકાણે રંગ ચડશે નહીં.

## ઉન ઉપર આસમાની રંગ ચડાવવા વિશે.

૧. **આસમાની:**—ગળી ૮ ભાગ, સાજીખારો ૮ ભાગ, ચુનો ૪ ભાગ, અને ગોળ ૧ ભાગ એ બધાને પાણીમાં મિશ્ર કરીને ૮ દિવસ રહેવા દેવાં. ત્યારબાદ સારીપેઠે ધોએલું ઉન લઇ તેને પહેલાં સાફ પાણીમાં નાંખીને નિચોવીને ઉપરના રંગમાં થોડીવાર નાંખી મુકવું, અને સારીપેઠે હલાવતા રહેવું.

## કાળો રંગ.

## રેશમ ઉપર કાળો રંગ ચડાવવાની રીત.

૧. કાળો—પહેલાં દાડમની છાલ અને લોઢાના ઝીણા કટકા એ બંનેને સારીપેઠે ઉકાળીને તેમાં ધોએલું રેશમ નાંખીને થોડીવાર ઉકાળવું. પછી નિચે ઉતારીને ૩-૪ દિવસ રહેવા દેવું. બાદ દરએક શેર રેશમ માટે ૧ તોલો સરસવનું તેલ મિશ્ર નાંખીને ફરીથી અરધો કલાક ઉકાળવું, અને પછી ૧ દિવસ રહેવા દઇ ધોવું.

૨. **બીજી રીત:**—ખાંડેલાં હરડાં, હીરાકસી, કોપરાનું તેલ, અને થોડું પાણી એ બધાંને સારીપેઠે ઉકાળવાં. આ ઉકાળામાં રેશમને ત્રણ કલાક રહેવા દઇ ધોઇને સુકવવું.

## સુતર ઉપર કાળો રંગ ચડાવવા બાબત.

૧. કાળો:—ગળી અને રાજગરાની રાખ મેળવીને કપડાને તેમાં ડુબાવવું.

૨ **બીજી રીત:**—દાડમ, લીંબુ અથવા જાયફળના ઝાડની

છાલ સાથે કપડાને પહેલાં ઉકાળી બાદ હીરાકસીના પાણીમાં ડુબા-વી રાખવું.

૩ કાળો પાકોઃ—આવળના પરડાને ખાંડીને પાણીમાં સારી-પેઠે ઉકાળવાં. કપડાને આ પાણીમાં નાંખવાથી પાકો રંગ થાય છે.

૪ બીજી રીતઃ—૧ ભાગ ગોળ ને પાણીમાં પીગાળીને તેમાં ૮ ભાગ લોઢાના કટકા ખુબ ગરમ કરીને નાંખવા. આ મિશ્રને ૮ દિવસ રહેવા દઇને બાદ વાપરવું.

૫ ત્રીજી રીતઃ—હીરાકસીની સાથે હરડાં, ફટકડી, અને આલ, એ ત્રણેમાંથી ગમે તે મેળવવાથી પાકો કાળો રંગ થાય છે.

૬ કાળો કાચોઃ—કપડાંને પહેલાં કસુંબાના રંગમાં ડુબાવીને પછી હીરાકસીના પાણીમાં નાંખવું. આ રંગ ઘણો ચળકે છે પરંતુ કાચો હોય છે.

૭ આસમાની કાળોઃ—હીરાકસી, હરડાં, ગળી અને કસુંબાના મિશ્રથી પણ કાળો રંગ થાય છે.

૮ કાળો પાકોઃ—આવળની છાલ અને હીરાકસી એ બંનેને સાથે ઉકાળીને વાપરવાં.

૯ બીજી રીતઃ—કપડાંને પહેલાં સુતર ઉપર આસમાની રંગ ચડાવવાની બાબતમાં નંબર ૪ થા વાળા મિશ્રમાં ડુબાવીને પછી હરડાં અને હીરાકસીના પાણીમાં ડુબાવવાથી આસમાની કાળો રંગ થશે.

૧૦ ત્રીજી રીતઃ—પહેલાં કપડાંને દાડમની છાલના ઉકાળામાં નાંખીને નિચોવી નાંખવું, પછી ગળીના પાણીમાં નાંખીને નિચોવવું, વળી દાડમની છાલના ઉકાળામાં નાંખી તેમજ કરવું; અને છેવટે

હરડાં, બેહેડાં, આંમળાં અને હીરાકસી એ બધાના ભેગા ઉકાળામાં ડુબાવી નિચોવવું.

૧૧ કાળો:—૪ વાર કપડા માટે, ૫ તોલા માયાંફળના ભુકાને ૩ શેર પાણીમાં ઉકાળીને કપડાને તેમાં ભીંજાવવું. બાદ બેઆની ભાર હીરાકસીને ૨ શેર પાણીમાં નાંખી તેમાં નાંખીને સારીપેઠે મસળવું. છેવટે સાફ પાણીમાં ધોઇને સુકવવું.

## ઉન ઉપર કાળો રંગ ચડાવવાની રીત.

૧ કાળો:—દર એક શેર ઉન માટે ૨ાા રૂપીઆભાર માયાંફળનો ભુકો લઇને તેને પાણીમાં ૧ દિવસ ભીંજવી રાખીને તે પાણીમાં ઉનને ભીંજાવવું. બાદ થોડા પાણીમાં ઘણી હીરાકસી નાંખીને તેમાં થોડીવાર રાખી મુકવું.

## મિશ્ર રંગ.

મિશ્ર રંગ રંગવા માટે ઉપર આવી ગયેલા રંગ વપરાય છે, પણ તેમને જુદા જુદા પ્રમાણમાં મેળવવાથી મિશ્ર રંગ બને છે: જેમકે લાલ અને આસમાની મળીને જાંબુડો રંગ થાય છે, આસ- અને પીળો મળીને લીલો, લાલ અને પીળો મળીને નારંગી વિગેરે. હવે મિશ્ર રંગ રંગવા માટે જુદા જુદા રંગ ભેગા મેળવતા નથી, પણ કપડાંને એક પછી એક રંગમાં નાંખે છે.

## રેશમ ઉપર જુદી જુદી જાતનો જાંબુડો રંગ રંગવાની રીત.

૧ જાંબુડો:—મુંબઇ ઇલાકામાં રેશમને પહેલાં કીરમજના રંગમાં રંગીને પછી ગળીના રંગમાં રંગે છે પરંતુ રંગુનમાં કીરમજને બદલે લાખ વાપરે છે, એટલે પહેલાં લાખના રંગમાં રંગીને પછી ગળીના રંગમાં રંગે છે, અને પછી સુકાવીને ધોઇ નાંખે છે.

## સુતર ઉપર જુદી જુદિ જાતનો જાંબુડો રંગ ચડાવવા વિષે.

૧ **જાંબુડો અથવા અબાશી**—ભરૂચ જીલ્લામાં કપડાંને પહેલાં કસુંબાના રંગમાં રંગીને પછી ગળીથી રંગે છે. અને છેવટે લીંબુના રસમાં ડુબાવે છે. અહમદનગર અને પુનામાં એથી ઉલટું કરે છે. એટલે પહેલાં ગળી અને પછી કસુંબો વાપરે છે.

૨ **જાંબુડો**:—જેને બનારસમાં સાંસની કહે છે તે. ગળી, પતંગનું લાકડું, અને કસુંબો, એ ત્રણમાં અનુક્રમે ડુબાવે છે. થોડો પાકો છે.

**સુરમાઈ પાકો**:—અલાહાબાદ. પહેલાં ગળીમાં બે વખત ડુબાવે છે, અને દરેક વખતે જરા જરા સુકાવે છે. પછી કસુંબામાં ૧ વખત અને છેવટે ગળીના રંગમાં ત્રણ વખત ડુબાવે છે.

૪ **નાફરમાની**:—અલાહાબાદ. કસુંબો અને ગળીમાં અનુક્રમે રંગે છે. ગળીમાં રંગતીં વખતે તેમાં જરા ગેરૂ નાંખે છે.

૫ **ફાલસી**:—બનારસ. કસુંબો અને ગળીમાં અનુક્રમે રંગવું.

૬ **કોકાઇ**:—ફરૂકાબાદ. કસુંબો, ખટાસનું પાણી, અને ગળી, એ ત્રણમાં અનુક્રમે રંગવું. થોડો પાકો છે.

૭ **દુબિઓ ખાકી**:—અલીગઢ. માયાંફળ, હીરાકસી, અને ફટકડી એ ત્રણમાં અનુક્રમે નાંખવું.

૮ **બાદશાહ પસંદ**:—અલહાભાદ. કસુંબાના રંગ અને ગળીમાં અનુક્રમે રંગવું રંગ કાચો.

૯ **ફીકો જાંબુડો અથવા કોકાઇ**:—મજીઠ અને ગળી એક પછી એક.

૧૦ કાકરોજી પાકો:—હરડાં ૨૦ તોલા, દાડમની છાલ ૧૦ તોલા, પતંગનું લાકડું ૧૦ તોલા, અનુક્રમે લેવાં.

૧૧ બીજી રીત:—લાખ, હીરાકસી, કાથો અનુક્રમે લેવાં.

૧૨ પીસ્તાઇ:—ગળી, ફટકડી, માયાંફળ અનુક્રમે લેવાં.

૧૩ ખાખી પાકો:—હરડાં, માયાંફળ, હીરાકશી અનુક્રમે લેવાં.

૧૪ ફાખતાઇ:—અથવા હોલોના રંગ જેવો, પાકો. કાનપુરમાં હરડાં, હીરાકસી, ગેરૂ અને ફટકડી એ ચાર ચીજમાં અનુક્રમે કપડાંને ડુબાવે છે.

૧૫ ખીસમીસી કાચો:—હળદર. ૧૦ તોલા, માયાંફળ ૧ તોલો, હીરાકશી ૦। તોલો, કસુંબો ૨૧૦ તોલા, ખારો ૧ તોલા અનુક્રમે લેવાં.

૧૬ ફાખતાઈ પાકો:—હરડાં, ૧૦ તોલા, હીરાકસી ૧ તોલો અનુક્રમે લેવાં.

૧૭ ખાખી પાકો:—હળડાં ૧૦ તોલા, હીરાકસી ૨ તોલા પીળી માટી ૨૦ તોલા, અનુક્રમે લેવાં.

૧૮ કાળો ભુરો:—પંજાબમાં ૫ તોલા માયાંફળના ભુકાને પાણીમાં ઉકાળીને રંગ કાઢી લે છે. બાદ કપડાંને સારી પેઠે ધોઇને પછી માયાંના પાણીમાં નાંખીને પછી હીરાકશીના પાણીમાં ડુબાવી કાઢે છે. જો હીરાકષી ઘણી નાખી હોય તો રંગ કાળો થાય છે- અને થોડી નાંખી હોય તો ભુરો થાય છે.

૧૯ ભુરો:—અથવા અગરાઇ. વરાડ પ્રાંતમાં બે મિશ્ર તૈયાર કરીને તેમાં કપડાંને રંગે છે. ૧ લું હરડાં ૪ તોલા, હીરાકસી ૧ તોલો, અને પાણી ૨ શેર; અને બીજું કાથો ૧૦ તોલા ચુનો ૧૦ તોલા

હળદર ૧ાા તોલો અને પાણી ૩ શેર એ રીતે તૈયાર કરે છે. હવે કપડાંને પહેલાં ૧ મિશ્રમાં ડુબાવે છે. બાદ બીજામાં નાંખીને ખુબ મસળીને પછી સુકવે છે. ઉપરના મિશ્રનું પ્રમાણ ૩ વાર કપડા માટે છે.

**અજમેરમાં નીચે લખેલા ૨ જાતના ભુરા રંગ કરે છે.**

૨૦ **ભુરો:**—જેને ત્યાં ઉનાબી કહે છે તે. કસુંબો ૪ શેર, હ-રડાં ૧૦ તોલા, હીરાકસી ૨ાા તોલા, કેરીનાં આંબોળીઆં ૦ાા શેર એ બધાંને જુદાં જુદાં પાણીમાં પીગાળીને કપડાંને તેમાં અનુક્રમે નાંખે છે.

૨૨ **બીસમીસી:**—અથવા સુકી દ્રાક્ષના જેવો રંગ. હળદર ૧ શેર, હરડાં ૦ા શેર, હીરાકસી ૨ાા તોલા, કસુંબો ૧ શેર, કેરીનાં આંબોળીઆં ૧ શેર એ બધાંને એક પછી એક વાપરે છે.

૨૨ વરાડ પ્રાંતમાં ભુરો રંગ કરવા માટે કપડાંને પહેલાં કસું-બાના રંગમાં રંગીને પછી ગળીમાં નાખે છે, વળી ફરીથી કસુંબામાં, બાદ ચુનાના પાણીમાં અને છેવટે ફરીથી ગળીના રંઘમાં નાંખે છે.

૨૩ **ખાખી પાકો:**—આસુંદરો, બાવળ, આંબો અને જાંબુ એ દરેકની છાલ ૨ શેર લઇને ૪૦ શેર પાણીમાં નાંખીને તેમાં ૪ તોલા ડાથો નાંખવો. આ પાણીને ૨ શેર રહે ત્યાં સુધી ઉકાળવું અને તેમાં કપડું ધોઇને સુકાવીને ડુબાવવું એટલે તેનાપર ખાખી રંગ ચડશે. આ રંગ શીકારીઓનાં કપડાં રંગવા માટે વપરાય છે.

## ઉન ઉપર જુદી જુદી જાતનો ભુરો રંગ ચડાવવાની રિત.

૧ **ભુરો:**—હળદર ૫ શેર, કેસુંડાં ૨૫ શેર, પતંગનું લાકડું ૪૦ શેર અને ફટકડી ૦ાા શેર એ રીતે લઇ નીચે મુજબ કરવું. પહેલાં

કેસુંડાંની સાથે ઉનને પાણીમાં ૧૧ કલાક રાખવું પછી સુકાવીને ૬ કલાક હળદરની સાથે ઉકાળવું, અને છેવટે પતંગનું લાકડું અને ફટકડી એ બંનેને ભેગાં કરી તેની સાથે ૮ કલાક ઉકાળવું. ઉપરનું પ્રમાણ ૨૫ પાઊંડ ઉન માટે છે.

૨ બીજી રીત:—દર એક શેર ઉન માટે ૨॥ તોલા હરડાં લઇ તેમને વાટીને પાણીમાં ભીંજાવી રાખવાં. આ પાણીમાં કપડાંને ભીંજાવીને પછી મોરથુથાના પાણીમાં નાંખવાં, અને છેવટે મુલતાની પીળી માટી અને પાણી એ બંનેના મીશ્રમાં મરજી મુજબ રંગ થતાં સુધી રાખવાં.

૩ ખાખી પાકો:—માયાંફળ ૦॥ શેર, અને હીરાકસી ૫ તોલા એ બેને પાણીમાં મેળવી કપડાને તેમાં ભીજાવી રાખવું.

૪ બીજી રીત:—૧ શેર મેંદીના પાંદડાંને ૧ શેર પાણીમાં ઉકાળીને ઉનને તેમાં ૦। કલાક રાખવું; બાદ કાઢી લઇને તેટલોજ વખત કળીચુનાના પાણીમાં રાખવું.

૧ ઉન ઉપર લીલો રંગ ચઢાવવાની રીત:—ઉનને પહેલા આસમાની રંગ ચઢાવવાના વર્ણનમાં આપ્યા મુજબ રંગીને પછી ઉન ઉપર પીળો રંગ ચઢાવવાની આગળ આવી ગએલી રીત મુજબ રંગવાથી લીલો રંગ થશે, પરંતુ પીળો રંગ રંગતી વખતે છેવટે ફટકડીનું પાણી વાપરવું નહીં.

૨ બીજી રીત:—ગળી અને ફટકડીને પાણીમાં ભેગી પીગાળીને તેમાં ઉન નાખીને ઉકાળવું, બાદ અકલબેરના મુળીઆના ઉકાળામાં તે ઉનને ભીજાવી રાખવું. આ સિવાય રેશમ રંગવાની રીતથી પણ ઉન રંગી શકાય છે.

## રેશમ ઉપર જુદિ જુદી જાતનો નારંગીઓ રંગ રંગવાની રીતો.

૧ નારંગીઓઃ—૧l શેર કેસુડાને પાણીમાં ઉકાળીને તે પાણી ગળી લેવું. આ પાણીમાં ૮ તોલા ફટકડી નાંખીને તેમાં રેશમ નાંખી થોડીવાર ઉકાળવું બાદ ધોઇને સુકવવવું.

૨ બીજી રીતઃ-કેસુડાના ફૂલને પાણીમાં ઉકાળીને તેમાં થોડો ચુનો નાંખીને રેશમને રંગવું.

## સુતર ઉપર જુદી જુદી જાતનો નારંગીઓ રંગ ચડાવવા બાબત.

૧ નારંગીઓઃ—ખાનદેશમાં પહેલાં કસુંબાના રંગથી રંગીને પછી હળદરના પાણીમાં ડુબાવે છે. જેથી ઉપરનો રંગ થાય છે.

૨ ધેરો નારંગીઓ કાચોઃ—કસુંબો, પીળી માટી, હળદર અનુક્રમે લેવાં

૩ બીજી રીતઃ—કસુંબો ોll શેર, હારસીંગાર ોl શેર, અને ખટાસનું પાણી અનુક્રમે લેવાં.

૪ જાફરાનીઃ—આ રંગ કરવા માટે હારસીંગારનાં પુલનો રંગ પહેલો ચડાવીને પછી કસુંબાનો રંગ ચડાવે છે.

૫ જર્દ ચંબેલીઃ—કસુંબો, હળદર અને લીંબુનો રસ અનુક્રમે વાપરવો.

૬ કપાસીઃ—પહેલાં હારસીંગારના પુલનો રંગ ચડાવીને પછી ખટાસના પાણીમાં ડુબાવી કાઢવું.

૭ ગેરૂઃ—પહેલાં ૪ તોલા ગેરૂથી રંગીને પછી ૨ તોલા ફટકડીના પાણીમાં થોડીવાર રાખવું ૧૦૦ વાર કપડા માટે ૨ શેર ગેરૂ વાપરે છે.

**અયોધ્યામાં નીચે મુજબ બે જાતના રંગ થાય છે**

૮ **નારંગીઓ:**—કસુંબો ૦॥ શેર, ખારો ૧ તોલો, હળદર પા તોલા, ખટાસ ૧૦ તોલા અનુક્રમે લેવાં.

૯ **ચંપાઈ:**—કસુંબો ૨॥ શેર, ખટાસ ૦। શેર, હારસીંગાર ૨॥ શેર, ખારો ૦॥ તોલો અનુક્રમે લેવાં.

**પંજાબમાં નીચે લખેલા ૩ જાતના રંગ થાય છે.**

૧૦ **નારંગીઓ:**—હળદર, દાડમની છાલ, કસુંબો, અને ફટકડી અનુક્રમે લેવા.

૧૧ **બીજી રીત:**—કેસુડાં, સાજીખાર અને ફટકડી અથવા સુરોખાર અનુક્રમે લેવાં.

૧૨ **ત્રીજી રીત:**—પહેલાં હારશીંગારનાં ફુલને પાણીમાં ઉકાળીને કપડાંને તેમાં રંગે છે. બાદ કસુંબાના રંગમાં નાંખીને છેવટે ફટકડીના પાણીમાં ડુબાવી કાઢે છે.

**ઉન ઉપર નારંગી રંગ ચડાવવા વીષે.**

૧ **નારંગીઓ:**—કેસુડાં ૩૦ તોલા અને સુરોખાર અથવા ફટકડી ૧૦ તોલા એ રીતે લેવાં. પહેલાં કેસુડાંને પાણીમાં ઉકાળીને ઉનને તેમાં નાંખવું બાદ સુરોખાર અથવા ફટકડીના પાણીમાં થોડીવાર રાખીને કાઢી લઇ સુકવવું, આ પ્રમાણે વધારે વાર કરવાથી રંગ વધારે ઘેરો થાય છે.

**જુદી જુદી જાતનો ભુરો રંગ.**

**રેશમ ઉપર ભુરો રંગ ચડાવાની રીત.**

૧ **ભુરો:**—રેશમને પહેલાં કાથાનાં પાણીમાં નાંખીને પછી ચુનાના પાણીમાં નાખે છે. આ બે ચીજને બદલે કોઇવખત એકલી

ફટકડી વાપરે છે. કપડાંને આ રીતે તૈયાર કરીને નીચોવી નાંખીને જરાજરા સુકવે છે, અને ત્યારબાદ ૨ શેર લોધરને ૧૦ શેર પાણીમાં ઉકાળી તેમાં થોડીવાર રાખે છે, એટલે ઉપર મુજબ જરા પીળાશ ઉપર પડતો ભુરો રંગ થાય છે.

## સુતર ઉપર જુદી જુદી જાતનો ભુરો રંગ ચડાવવાની રીત.

૧ લાલાસપર પડતો ભુરોઃ—મુંબઇમાં કપડાને પહેલાં કસુંબાના રંગમાં રંગીને પછી થોડી ગળીના પાણીમાં જરા બીજો કસુંબાનો રંગ નાંખી તેમાં ડુબાવે છે.

૨ ભુરોઃ—સુરતમાં કાથાને બાવળની છાલ સાથે ઉકાળે છે. અને સારી પેઠે ઉકળી રહ્યા પછી તેને નીચે ઉતારી તેમાં થોડો ચુનો નાંખે છે. આ મીશ્રમાં કપડાંને ચાર વખત ડુબાવીને જરાતરા સુકવવાથી ભુરો રંગ ચડે છે. રંગ જરા લાલાશ ઉપર લાવવો હોય તો મીશ્રમાં જરા કસુંબાનો રંગ નાંખે છે.

૩ બીજી રીતઃ—ખાનદેશમાં બાવળની છાલ, ખારો, અને કેસુડાં એ બધાંને પાણીમાં ભેગાં ઉકાળીને કપડાંને તેમાં મરજી મુજબ ઘેરો રંગ કરવા માટે જોઇએ તેટલીવાર ડુબાવે છે, અને દરેક વખતે કપડાંને સુકવતાં જાય છે.

**સીંધમાં નીચે લખેલા ત્રણ જાતના ભુરા રંગ થાય છે.**

૪ લીલાશપડતો ભુરોઃ—હળદર, દાડમની છાલ, કપાસના ફુલ, હીરાકશી અને ફટકડી, અનુક્રમે લેવાં.

૫ તપખીરીઓઃ—દાડમની છાલ, હીરાકશી, કાથો, ગળી અને ચુનો, અનુક્રમે લેવાં.

૬ **ખાખી**:—ઘણાં નાનાં વગર પાકેલા લીંબુને કચરીને પાણીમાં ઉકાળીને કપડાંને તેમાં ડુબાવી કાઢવાં; બાદ હીરાકસીનાં પાણીમાં નાંખીને છેવટે ફટકડીના પાણી સોંસરાં કાઢવાથી ખાખી રંગ થાય છે.

**અલીગઢ તરફ નીચે લખેલા પાકા રંગ થાય છે.**

૭ **કાળો ભુરો પાકો**:—હરડાં, હીરાકસી, હળદરમાં અનુક્રમે રંગીને ધોઇ નાંખવાં. બાદ દાડમની છાલ અને ફટકડીમાં રાખવાં.

૮ **ખીસમીખી પાકો**:—હરડાં, હળદર, ફટકડી, માયાંફળ કસુંબો અનુક્રમે લેવાં.

૯ **ભુરો**:—હળદર, ગેરૂ, હરડાં, હીરાકસી, હારસીંગાર, કસુંબો અનુક્રમે લેવાં.

નીચે લખેલા રંગ અયોધ્યામાં રંગાય છે તેમાં પહેલા ૫ કાચા છે, અને તે પછીના ૩ પાકા છે. નીચે આપેલાં પ્રમાણ સઘળા રૂપીઆભાર સમજવા, અને તે સઘળી ચીજો ભેગી ન કરતાં એક પછી એક લખી હોય તે મુજબ વાપરવી. નીચેના સઘળાં પ્રમાણ ૬ વાર કપડાં માટે છે.

૧૦ **બેંગની**:—ગળી ૨ા, કસુંબો ૧૩, ખટાઇ ૧૦, ખાર ૨, અનુક્રમે લેવાં.

૧૧ **બેંગની**:—ગળી પાંચ, પતંગ ૪૦, ખાર ાા, અનુક્રમે લેવાં.

૧૨ **ફાલસી**:—ગળી ૨ા, કસુંબો ૪૦, ખટાઇ ૧૦, ખાર ૨, અનુક્રમે લેવાં;

**જાંબુડો અથવા કાસાની**:—ગળી ૨ાા, કસુંબો ૨૦, ખટાઇ ૧૦, ખાર ાા અનુક્રમે લેવાં.

૧૪ ફીકો જાંબુડો કોકાઈ:—કસુંબો ૪૦, ગળી ૧ા, ખટાઈ ૨ા, ખાર ૦ાા, અનુક્રમે લેવાં.

૧૫ કકરેજી પાકો:—પતંગ ૪૦, ખાર ૧૦, હીરાકસી ૦ાા ફટકડી ૫, અનુક્રમે લેવાં.

૧૬ ઘેરો આસમાની પાકો:—ગળી ૨, ફટકડી ૪, પતંગ ૧૦ અનુક્રમે લેવાં.

૧૭ કાજળી:—ગળી ૧૦, કસુંબો ૧૨૦, આંબોળીઆં ૪૦, અનુક્રમે લેવાં.

૧૮ સોસની:—ગળી ૧૦, કસુંબો ૧૬૦, આંબોળીઓ ૪૦, અનુક્રમે લેવાં.

૧૯ ઘેરો આસમાની:—ગળી ૫, કસુંબો ૧૭૦, આંબોળીઆં ૪૦, અનુક્રમે લેવાં.

૨૦ જાંબુડો પાકો:—અંબાલામાં પહેલાં હીરાકસીના પાણીમાં ભીજાવીને પછી ત્રણ વખત કેરીનાં આંબોળીઆંના પાણીમાં નાંખે છે.

૨૧ જાંબુડો:—વરાડ, પહેલાં ૦ા શેર કસુંબાના રંગમાં ભીજાવીને પછી બે તોલા ગળીના રંગમાં નાંખે છે; વળી બીજા ૦ા કસુંબાના રંગમાં નાંખીને છેવટે ૬ તોલા લીંબુના રસમાં ડુબાવીને સુકવે છે.

## ઉન ઉપર જાંબુડો રંગ ચડાવવાડી રીત.

જાંબુડો:—પહેલાં લાખનાં રંગમાં નાખીને પછી ગળીના રંધમાં થોડીવાર રાખી સુકવું. લાખ અને ગળીનો રંગ બનાવવા માટે લાલ અને આસમાની રંગ રંગવાના વર્ણનમાં જોવું.

## રેશમ ઉપર લીલો રંગ ચડાવવાની રીત.

### લીલો રંગ.

**લીલો** પાકોઃ--પહેલાં ૩ કલાક દાડમની છાલના ઉકાળામાં, પછી ૩ કલાક હળદરના ઉકાળામાં, પછી થોડી મીનીટ ગળીના પાણીમાં, અને છેવટે ફટકડીના પાણીમાં, એ રીતે અનુક્રમે રંગવું. રંગ ઘેરો કરવા માટે ગળીનું પ્રમાણ વધારવું.

૨ **બીજી** રિતઃ--પહેલાં સાજીખાર અને ચુનો એ બંનેને પાણીમાં પીગાળીને ઉપરનું ઠરેલું પાણી કાઢી લેવું. આ પાણીમાં રેશમ ભીજાવી રાખીને પછી તેને ગળીના પાણીમાં રાખી મુકવું, અને થોડીવાર પછી કાઢી લઇને કાકડસીંગના ઉકાળામાં નાંખવું.

### સુતર ઉપર જુદી જુદી જાતનો લીલો રંગ ચડાવવા વીશે.

૧ લીલોઃ—મુંબઇમાં ગળી, હળદર, અને ખારાવું પાણી એ અનુક્રમે વપરાય છે.

૨ બીજી રીતઃ--સીંધમાં હળદર, દાડમની છાલ, કપાસનાં ફુલનો ઉકાળો, ગળી અને ફટકડી એ અનુક્રમે વાપરે છે.

૩ આસમાની લીલો પાકોઃ--ગળી, હળદર, હરડાં અને ફરીથી ગળી એ રીતે એક પછી એક વાપરવાં.

૪ લીલો કાચોઃ—હળદર, ગળી, અને દાડમની છાલ એક પછી એક વાપરવી.

૫ પીસ્તાઈ પાકોઃ—હળદર, ગળી, અને ફટકડી એક પછી એક વાપરવી.

૬ **મારસી અથવા ઘાસ જેવો લીલોઃ**—બેહેડાં, હીરાકસી, હળદર દાડમની છાલ અને ફટકડી એ દરેકના ૫ તોલા લઇને જુદાં જુદાં વાસણોમાં નાંખીને અનુક્રમે વાપરવાં. રંગ પાકો છે.

**૭ ઘેરો લીલો અથવા જમુરદી:**—કાનપુરમાં, બહેડાં, હીરાકશી, અને હળદર એ દરેકના ૫ તોલા, દાડમની છાલ ૦ાા તોલો અને ફટકડી અને ખટાશનું પાણી મરજી મુજબ એ બધાં જુદાં જુદાં એક પછી એક વાપરે છે.

**૮ અંગુરી:**—અથવા લીલી દરાખના રંગ જેવો. કાનપુરમાં ગળી, કેસુંડાં, હારસીંગારનાં ફુલ, અને ખટાસનું પાણી વાપરે છે.

**૯ સબ્જ અથવા લીલો:**—એક વાસણમાં ગળી ૫ તોલા, ચુનો ૧ા તોલો, ગોળ ૧ા તોલો અને ખારો ૧ા તોલો, એ સરવે મિશ્ર કરવાં, અને બીજામાં હળદર અને ખટાસનું પાણી મીશ્ર કરવું; આ બંને મીશ્રમાં કપડાં અનુક્રમે ડુબાવવા. રંગ પાકો.

**૧૦ લીલો અથવા જરમુદી પાકો:**—એક વાસણમાં ગળી ૫ તોલા, ચુનો ૨ા તોલા, ગોળ ૨ા તોલા, અને ખારો ૫ તોલા, એ સરવેને મીશ્ર કરવાં. બીજામાં હળદર ૦ા શેર, હરડાં ૦ા શેર, અને હીરાકસી પાંચ રૂપીઆભાર એ સઘળા મીશ્ર કરવાં. અને ત્રીજામાં દાડમની છાલ ૦ાા શેર અને ફટકડી ૫ તોલા નાખવી. હવે કપડાને આ ત્રણે વાસણોમાં અનુક્રમે ડુબાવી કાઢવું.

**૧૧ ફીકો લાલ અથવા ધાની:**—પહેલાં ગળી ૧ા ભાર, ચુનો ૦ાાા ભાર, ગોળ ૦ાાા ભાર, અને ખારો ૧ા ભાર એ સરવેને મીશ્ર કરી કપડાંને તેમાં ડુબાવવાં; બાદ ૫ તોલા હળદરને ખટાશના પાણીમાં નાંખી તેમાં ડુબાવીને સુકવવું.

**૧૨ બીજી રીત:**—કેસુડાં ૩ શેર, હળદર ૨ા તોલા, ચુનો ૨ તોલા, એ બધાંને મીશ્ર કરી કપડાંને તેમાં થોડીવાર રાખી મુકવાં પછી કાઢી લઇ ૨ા તોલા ગળીને ૨૦ તોલા લીંબુના રસમાં ઘુંટીને તેમાં રાખી મુકવાથી ઉપર મુજબ રંગ થશે.

**૧૩ મગીઓ અથવા મગ જેવો રંગઃ**—ગળી ૦ાા શેર, ગોળ ૧ા ભાર, ચુનો ૧ા ભાર, અને ખાર ૨ાા ભાર, એ બધાને પાણીમાં પીગાળીને તેમાં કપડાંને રંગીને પછી હળદરના પાણીમાં નાંખવું, અને છેવટે દાડમની છાલ ૦ાા શેર અને ફટકડી ૫ ભાર એ બંને ઉકાળીને તેમાં થોડીવાર ભીંજાવી રાખવું.

**૨૪ પીસ્તાઇઃ**—ગળી ૨ા તોલા, હળદર, ૧૦ તોલા, દાડમની છાલ ૧૦ તોલા, અને ફટકડી ૫ તોલા એ બધાં અનુક્રમે વાપરવાં.

**૧૫ વટાણાના રંગ જેવો પાકો રંગઃ**—કપડાને ત્રણ વખત મોરથુથાના પાણીમાં નાખીને ભીજવવું; બાદ ચુનો અને લીંબુના રસના મીશ્રમાં ડુબાવવું.

---

# પ્રકરણ ૨૧ મું.

## Electrometallurgy.

## વીજળીથી ગીલ્ટ ચઢાવવાની રીત.

આ રસીક હુન્નરનો શોધ પહેલ વહેલો ઈ. સ. ૧૮૦૫ માં થયો હતો અને ૧૮૩૬ની સાલમાં પ્રોફેસર ડેનીઅલ તેને હાલ જે પુર્ણતાની સ્થીતિને પામ્યો છે તે સ્થીતિમાં લાવ્યો હતો. આટલી પુર્ણતા પામ્યા છતાં પણ તેમાં કેટલીક ખામીઓ છે અને કેટલાક સુધારા કરવાની જરૂર છે અને તે સુધારા કરવા પાછળ વિદ્વાન રસાયણ શાસ્ત્રીઓ લાગેલા છે. હાલમાં વીજળીને કાચી ધાતુઓમાંથી ચોખી ધાતુ જુદી પાડવાને, કેટલાક મીશ્રોનું પ્રથક્કરણ કરવાને,

ચાંદી, સોનું, ત્રાંબુ વીગેરે તમામ ધાતુઓનો એક બીજાઓ ઉપર ગીલ્ટ ચઢાવવાને, જથાબંધ ચાંદ અને નમુના બનાવવાને, સીલ્પકામ, અને માટીની અને પથ્થરની ચીજોના નમુના લેવા માટે, છાપ અને પુતળાં બનાવવાને માટે, ફળ, ભાજીપાલો ઝાડ વીગેરે, કુદરતી ચીજોના નમુના ધાતુમાં પાડવા માટે અને બીજાં અગણીત કામમાં વાપરવામાં આવે છે.

ચાંદી અને સોનાના ગીલ્ટ ચઢાવવાનું વર્ણન આપ્યા બાદ બીજી હલકી ધાતુઓના ઢોલનું વર્ણન આપવામાં આવશે અને ત્યારબાદ વીજળીની મદદ શિવાય ગીલ્ટકામ કરવાની રીતોનું વર્ણન કરવામાં આવશે.

ગીલ્ટનું કામ શરૂ કર્યા પહેલાં એમાં વપરાતી બટેરીઓનું અને તે કામમાં જોઇતી સંભાળ લેવાની સુચના આપવી દુરસ્ત ધારી છે.

સાધારણ રીતે આ કામમાં ત્રણ ચાર જાતની બટેરીઓ વપરાય છે તેમાં ડેનીઅલ અને બનસનની બટોરીઓ સૌથી સરસ છે. હવે કોઇ પણ જાતની બટેરી વાપરો તો પણ તેમાં દરેક અનુક્રમે ત્રાંબાનાં અને જસતનાં પતરાં ગોઠવેલાં હોય છે, અને તેમને ત્રાંબાના તારથી એક બીજાની સાથે જોડી દેવાથી વીજળીક સંબંધ જારી થાય છે. વધારે ખુલાસા માટે દાખલો લઇએ કેઃ—પહેલાં ચાર કાચના સરખા કદના પ્યાલા લઇ તેમાં ૧ ભાગ ગંધકનો તેજાબ (સલફ્યુરીક એસીડ) અને ૮ ભાગ પાણી એ બેનું મીશ્ર ભરવું. પછી દરેકની અંદર એક સરખી જાડાઇ લંબાઇ અને પહોળાઇનાં ત્રાંબા અને જસતનાં પતરાં મુકવાં અને તેમને ત્રાંબાના તારથી એવી રીતે જોડવાં કે પહેલા પ્યાલાના જસતના કટકાનો સંબંધ બીજા પ્યાલાના

ત્રાંબાના કટકા જોડે થાય. અને બંને બાજુના તારના છેડાને ગીલ્ટ કરવાના મીશ્રમાં જોડી દેવાથી ગીલ્ટનું કામ શરૂ થાય છે. જે વાસણુપર ગીલ્ટ ચઢાવવો હોય તેમને જસતના પતરા તરફના તારના છેડા સાથે લટકાવી ગીલ્ટ ચઢાવવાના પાણીમાં લટકાવે છે અને જે ધાતુનો ગીલ્ટ ચઢાવવાવો હોય તે ધાતુના પતરાને ત્રાંબાના પતરા તરફના તારના છેડા સાથે બાંધી લટકાવે છે. હવે પ્યાલા માહેલાં જસતનાં પતરાં ત્રાંબા કરતાં વધારે જલદી ખવાઇ જાય છે માટે તેમને તેજાબના પાણીમાં મુકવા પહેલાં પારામાં ડુબાવી ઘસવાં પડે છે. આથી કરીને તે પતરૂ જલદી ખવાતું નથી અને વળી તેની વીજળી પેદા કરવાની શકિત ઓછી થતી નથી. વધારે અગત્યની સુચનાઓ નીચે મુજબ.

૧ કોઇ પણ ધાતુનો ઢોળ ચઢાવતા પહેલાં ઢોળ ચઢાવવાનું મીશ્ર અને બટેરીની વીજળી પેદા કરવાની શકિત એ બેનું કાંઇ પ્રમાણ હોવું જોઇએ. ઢોળનું કામ જલદી કરવા માટે ચાર રીત છે. પહેલી બટેરી મોટી રાખવી, બીજું તેજાબ જલદ વાપરવું અને પાણી થોડું નાખવું, ત્રીજું ઢોળ ચઢાવવાના મીશ્રને ગરમ કરવું, અને ચોથું જસતનાં પતરાંને બટેરીમાં વધારે ડુબતાં રહે તેમ રાખવાં. આ બધાથી ઉલટું કરવાથી અસર પણ ઉલટી થાય છે એટલે ઢોળનું કામ ધીમે ચાલે છે.

૨. જ્યારે બટેરીનું જોર કામ કરતી વખતે નરમ પડી જાય ત્યારે તેમાં બીજું વધારે તેજાબ નાંખી હલાવવું અથવા તો માંહેનું તેજાબ તદન કાઢી નાંખી નવું ભરવું. બટેરીની અંદરનું તેજાબનું પાણી કદી ધાડું થવા દેવું નહીં. ઢોળનું કામ ચાલે તે દરમ્યાન જો

ત્રાંબાના પતરા ઉપર જસત ચડેલું દેખાય તો જાણવું કે તેજાબ થઇ રહ્યું છે. બટેરીના તાર અને તેના છેડા ખુબ સાફ રાખવા.

૩. બટેરીમાં ભરવાના તેજાબનું તેમજ ઢાળ ચઢાવવાના મિશ્રનું પ્રમાણ વારે વારે બદલવું નહીં.

૪. જે વાસણપર ગીલ્ટ ચઢાવવો હોય તેની સપાટી કરતાં મોટી સપાટીનું જે ધાતુનો ઢાળ ચઢાવવો હોય તેનું પતરૂં બટેરીના છેલ્લા ત્રાંબાના પતરા તરફના તાર સાથે બાંધી મીશ્રમાં રાખવું.

૫. ઢાળ ચઢાવવાનાં વાસણોને મીશ્રમાં સીધા લટકાવવાં અને તેમને વારે વારે હલાવતા રહેવું.

૬. જે વાસણપર ઢાળ ચઢાવવો હોય તે જો ખડબચડું અને વાકું ચુકું હોય તો ઢાળ ચઢાવવાની ધાતુના પતરાને પણ લગભગ તેના જેવું ટીપીને કરવું અને ત્યારબાદ આગળ કહ્યા મુજબ લટકાવવું. આમ કર્યાથી ઢાળ થોડીવારમાં અને વધારે સરખી રીતે ચડે છે.

૭. જોડવાના તાર હમેશાં ત્રાંબાના રાખવા જોઇએ. અને જે વાસણપર ઢાળ ચઢાવવો હોય તેને જસતના પતરા તરફના તારથી લટકાવવું. અને જે ધાતુનો ઢાળ ચઢાવવો હોય તેનું પતરૂં ત્રાંબાના પતરા તરફના તાર સાથે લટકાવવું.

૮. જે ધાતુનો ઢાળ ચઢાવવો હોય તેનું પતરૂં મીશ્રમાં લટકાવી રાખવાનું કારણ એ છે જે જેમ જેમ વાસણપર મીશ્ર માહેલી ધાતુ ચડતી જાય છે તેમ તેમ મીશ્રમાંથી તે ઓછી થાય છે. પણ આ લટકાવેલા પતરામાંથી ગળીને પાછી તેમાં પડતી જાય છે તેથી મીશ્રનું પ્રમાણ સમધારણ રહે છે.

૯. ઢોળ ચઢાવવાના કામમાં હમેશાં સાયનાઇડ ઓફ પોટાશ વપરાય છે. આ દવા ઘણી ઝેરી છે માટે હાથમાં લેવી નહીં તેમ તેના પાણીમાં હાથ ડુબોવવા નહીં પણ જરૂર.પડે કાચની સળીથી હલાવવું. વળી ઢોળનું કામ ચાલતી વખતે તે મીશ્રમાંથી "સાયાનં-જન" નાગનો એક ઘણો ઝેરી ગ્યાસ અથવા હવા નીકળે છે માટે આ કામ હમેશાં ખુલ્લી હવાવાળી ઓરડીમાં કરવું. અને હવાની આવજાવ માટે બારી બારણાં સઘળાં ખુલ્લાં રાખવાં. પણ જો એ કામ બંધ કોટડીમાં કરવામાં આવે તો કારીગરોના માથામાં ચકર આવે છે અને મીશ્રમાં હાથ ડુબાવ્યો હોય તો તે પર ફોલ્લા ઉઠી આવે છે. આટલા કારણો માટે કારીગરોએ ઉપલી સુચનાઓ ધ્યાનમાં રાખી કામ કરવું. અને જો આટલી સંભાળથી કામ કરે તો કોઇ પણ જોખમ નથી કારણ કે સાયનાઇડ ઓફ પોટાશ શીવાય બીજી કોઇ ઝેરી ચીજ વપરાતી નથી. એક પ્રખ્યાત વૈદકશાસ્ત્ર તો એમ પણ કહે છે જે ઢોળનું કામ કરનારા માણસો દિવસે દિવસે જાડા થતા જાય છે કારણ કે તે કામમાં વપરાતું ગંધકનું તેજાબ તેમજ જસત અને ત્રાંબુ એ બધાનો થોડો ભાગ તેમની ચામડીના છીદ્ર-દ્વારાએ તેમના શરીરમાં પ્રવેશ કરે છે અને તેથી કરીને તેમની પાચનશકિત વધે છે. આટલું છતાં પણ ઢોળ ચઢાવવાના કામમાં તેમજ રસાયણશાસ્ત્રના પ્રયોગો કરવામાં સંભાળ લેવી જરૂરની છે કહેવત છે કે—"chemical expnriments and Surgical insruments are dangerous tools to play wish" એટલે રસાયણશાસ્ત્રના પ્રયોગ અને કાપ કુપનાં હથીઆરો સાથે રમત કરવી એ સલામતી ભરેલું નથી. આટલી સુચનાઓ ધ્યાનમાં રાખ્યા બાદ ઢોળનું કામ નીચે મુજબ કરવું. તેમાં ચાંદીનો ઢોળ પહેલો આપેલો છે.

## ૧. ચાંદીનો ગીલ્ટ.

અસલના વખતમાં ત્રાંબાપર ચાંદી ચઢાવવા માટે બન્ને ધાતુના સરખા કટકા સાથે જોડી દઇને તેમને ખુબ ટીપીને જોઇએ તેવો ઘાટ છાપીને બનાવતા. આ રીત હાલના વખતમાં નાબુદ થવાનું કારણ એ છે જે પતરાનો ઘાટ બનાવ્યા પહેલાં તેને રસવામાં આવતું તેથી કોઇ જગાએથી ઢોળ ઉતરી જાય તો ફરીથી ચઢાવાતો નહીં. પણ વીજળીની મદદથી તો પતરાંનો ઘાટ બનાવ્યા પછી તેપર ઢોળ ચઢાવી શકાય છે અને કોઇ જગાએથી ઉખડી જાય તો ફરીથી ચઢાવાય છે.

ઢોળ ચઢાવવા પહેલાં ચાંદીનું સાયનાઇડ જેને ઇંગ્રજીમાં સાયનાઇડ ઓફ સીલવર કહે છે તે બનાવવું પડે છે. તે બનાવવાની બે રીત છે. એક વીજળીથી અને બીજી વીજળીની મદદ શીવાય.

**૧ વીજળીની મદદ સીવાયઃ**—૧ ભાગ (નાઇટ્રેટ ઓફ સીલવર) ને ૧૦ ભાગ પાણીમાં ગળાવી. આ રીતે બનાવેલ પાણીમાં સાયનાઇડ ઓફ પોટાશનું પાણી ધીમે ધીમે નીચે ધોળો ભુકો બેસતો જાય ત્યાં સુધી રાખવું. બધો ભુકો નીચે બેસી જાય એટલે બસ કરી ઉપરનું પાણી કાઢી લેવું. (સાયનાઇડ ઓફ પોટાશનું પાણી એકદમ નાંખવાથી નીચે બેસતો ભુકો પાછો ગળી જાય છે, અને નુકશાન થાય છે.) હવે આ ભેગા કરેલા ધોળા ભુકા ઉપર બીજુ સાયનાઇડ ઓફ પોટાસનું પાણી ભુકો ગળી જાય ત્યાં સુધી નાંખવું. આ રીતે તૈયાર કરેલ મિશ્રમાં વધારે ચોખું પાણી નાંખવું કે જેથી ૧૦ શેર પાણીમાં ૨॥ ભાર ચાંદી રહે એવી પ્રમાણનું મિશ્ર બને.

**૨ બીજી રીતઃ**—વિજળીની મદદથી. મોટા કારખાનામાં આ રીતે વપરાય છે, કારણ તે ઘણી સહેલી છે. અને ૧૦ શેર પાણીમાં

રાા ભાર ચાંદી રહે તેમ બની શકે છે. એક મોટા વાસણુમાં ૧૦ શેર પાણી ભરી તેમાં ૧ા ઔંસ અથવા ૩ાાા ભાર સાયનાઇડ ઓફ પોટાશ નાંખવું. આ પાણીમાં એક માટીનું વાસણ તેનું મોઢું ૧ ઇંચ પાણીથી બહાર રહે તેમ રાખવું. અને તેમાં પણ તેજ પાણી ભરવું. આ માટીના વાસણુમાં એક ત્રાંબાનું પતરૂં મુકી તેને બટેરીના જસતના પતરાં તરફના તાર સાથે જોડવું, અને મોટા વાસણુમાં એક ચાંદીનું પતરૂ મુકી તેને બટેરીના ત્રાંબાના પતરા તરફના તાર સાથે જોડવું. આ રીતે કરી થોડા કલાક રાખી મુકવાથી ઢોળ ચઢાવવા લાયક પ્રમાણનું મિશ્ર બનશે, ચાંદીના પતરાને પાણીમાં નાંખ્યાં પહેલાં અને પછી જોખી જોવાથી કેટલી ચાંદી ગળી તે માલમ પડશે.

ઉપર લખેલી બેમાંથી ગમે તે રીતથી બનાવેલ સાયનાઇડથી ત્રાંબુ, પીતળ, જરમન સીલ્વર વીગેરે બીજી ધાતુઓ પર ચાંદીનો ગીલ્ટ ચઢશે.

હવે જે વાસણુપર ગીલ્ટ ચઢાવવો હોય તેને પહેલાં સાફ કરવાં જોઇએ કારણ કે તેમના કોઇ ભાગ પર કાટ અથવા ચીકટ રહી જાય છે, તો તે ભાગ પર ગીલ્ટ ચઢતો નથી, અને જો ચઢે છે તો તે તરત ઉખડી જાય છે, અને સઘળી મહેનત બરબાદ જાય છે. માટે વાસણુને પહેલાં સારી પેઠે માંજીને તેમને ૦ાા શેર કોસ્ટીક સોડા અથવા પોટાશને ૧૦ શેર પાણીમાં નાંખી તેમાં ઉકાળવાં બાદ બહાર કાઢી ઘણાજ કમજોર નાઇટ્રીક આસીડમાં ડુબાવી કાઢવાં. આથી કરીને ચીકટ અને કાટ સાફ થશે. આ પ્રમાણે કરીને તેમને બારીક રેતીથી ઘસીને ધોવાં અને બાદ લુછી નાંખી વજન કરવું. ત્યારબાદ તે પર તાર બાંધી નીચેના મિશ્રમાં ઝટ ડુબાવી કાઢી લેવાં:—

સલફ્યુરીક એસીડ, ( ગંધકનો તેજાબ )...૬૪ ભાગ.
નાઇટ્રીક એસીડ..........................૩૨ ,,
હાઇડ્રોક્લોરીક એસીડ.................. ૧ ,,
પાણી..................................૬૪ ,,

આ મિશ્રમાં ડુબાવીને તરતજ ચોખ્ખા પાણીમાં ધોઇને એક ક્ષણની પણ ઢીલ કર્યા વિના ( નાઇટ્રેટ ઓફ મરક્યુરી ) ના પાણીમાં સફેદ દેખાય ત્યાં સુધી રાખી કાઢી લઇને બટેરીના જસતના પતરા તરફના તાર સાથે બાંધી મિશ્રમાં લટકાવવાં અને ત્રાંબાના પતરા તરફના તારથી એક ચાદીનું પતરૂં સામું લટકાવવું. આ પ્રમાણે થોડો વખત રાખવાથી વાસણોપર જાડા કાગળ જેવો જાડો ઢોળ ચઢે છે. વાસણો પર કેટલી ચાંદી ચડી તે તે જોવા માટે તેમને વખતો વખત જોખવાં પડે છે.

આ પ્રમાણે ચડેલો ઢોલ ઝાંખો હોય છે, માટે તેને ચળકતો કરવા માટે તે પર ઓપ ચઢાવવો પડે છે, આ ઓપ ઘણું કરીને એકીકના કટકાથી અથવા પોલાદના કટકાથી ઘસવાથી ચડે છે.

હવે ઢોળ ચઢાવેલાં જુનાં વાસણો પર ફરીથી ચાંદી ચડાવવાની કૃતી નીચે મુજબ છે. જુનાં વાસણોપર નવો ઢોળ ચઢે ત્યારે પહેલાં જુની ચાંદી કાઢી લેવી અવશ્યની છે. તે ચાંદી કાઢી લેવા માટે વાસણોને ગંધકનો તેજાબ, સુરોખાર અને પાણી એ ત્રણના મિશ્રમાં રાખી મુકવાં પડે છે જેથી તેમને કાંઇ પણ નુકશાન થયા વિના સઘળી ચાંદી ગળી જાય છે. આ રીતે ગળેલી ચાંદી પાછી મેળવવા માટે તેમાં મીઠાનું પાણી નાંખે છે જેથી સઘળી ચાંદી ચાકના ભુકા માફક નીચે બેસે છે તેને લઇને કારબોનેટ ઓફ સોડા અથવા પોટાશની સાથે દેવતાપર પીગાળવા ચોખ્ખી ચાંદી મળે છે.

ચાંદી ઉખેડી લીધા પછી સાધારણ વાસણોને માટે આપેલી રીત મુજબ સાફ કરી ઢોળ ચઢાવવો.

ચેતવણી કોઇ વખતે એમ બને છે કે ઢોળ સાફ ચઢાવાને બદલે વાસણોપર લીટીઓ પડી રહે છે. આમ થતું અટકાવવાને કાંઇ યુક્તિથી વાસણોને હાલતાં રાખવાં, વળી ઘણીવાર એમ પણ બને છે કે મિશ્ર માંહેલી સઘળી ચાંદી વાસણોપર ચડી રહ્યા પછી જો તે વાસણો કાઢી લેવામાં ન આવે તો ચડેલી ચાંદી ફરીથી પીગળી જાય છે, અને કરેલી મહેનત રદ થાય છે, માટે તેમ થતું અટકાવવાને બનતી સંભાળ લેવી.

## ૨ સોનાનો ગીલ્ટ:—

આગળના વખતમાં સોનાને પારામાં નાંખી તે પારો વાસણપર ચડાવતા અને પછી વાસણોને દેવતામાં નાંખતા જેથી સઘળો પારો ઉડી જઇ સોનું માત્ર રહેતું. પણ આ રીત કારીગરોને ઘણી નુકસાનકારક હતી કારણ કે પારાનો ધુમાડો ઘણો ઝેરી હોવાને લીધે કારીગરોનાં દાંત, મોહોડું અને ફેફસાંને ઘણું નુકશાન પહોંચતું. સારા ભાગ્યે આ નાશકારક રીત નાબુદ થઇ છે, અને તેની જગા વીજળીએ લીધી છે, જેથી કરીને ચાંદી પ્લાટીનમ, કલાઇ, ટુંકામાં સરવે ધાતુઓપર સોનાનો ગીલ્ટ ચડી શકે છે.

ઢોળ ચઢાવવા માટે સોનાનું સાયનાઇડ જેને સાયનાઇડ ઓફ ગોલ્ડ કહે છે તે બનાવવું પડે છે. તેની બે રીત છે. પહેલી, રસાયણ શાસ્ત્રની મદદથી તેમા (કલોરાઇડ ઓફ ગોલ્ડ) અને થોડો મેગનીશીઆ એ બંને એક કુલડીમાં નાંખી જરા ગરમ કરી થંડુ પાડવું જેથી સોનાનો બારીક ભુકો થશે. આ ભુકા પર સાયનાઇડ ઓફ

પોટાશનું પાણી નાખવાથી તે ગળી જાય છે. અને ઢોળ ચઢાવવાનું મિશ્ર અથવા સાયનાઇડ ઓફ ગોલ્ડ બને છે. બીજી રીત. વીજળીની મદદથી આમાં પણ ચાંદીના સાયનાઇડની માફકજ કરવું પડે છે, માટે ફરીથી લખી જગા ભરવા જરૂર નથી. ફેર માત્ર એટલોજ છે કે આમાં પાણીને ઓગાળી દાઝે તેટલું ગરમ કરવું પડે છે અને બીજું ચાંદીના સાયનાઇડમા ૧૦ શેર પાણીમાં ૧ આંકિસ ચાંદી હોય છે, પણ સોનાના સાયનાઇડમાં ૧૦ શેર પાણીમાં ૦॥ આંઉસ સોનું હોય છે. ત્રીજું ચાંદીના સાયનાઇડમાં (નાઇટ્રેટ ઓફ સીલ્વર) વાપરે છે. તેને બદલે આમાં ( ક્લોરાઇડ ઓફ ગોલ્ડ ) વાપરવું. ઢોળ ચઢાવવાની ચીજો નાની હોય તો ૦॥ આંઉસ કરતાં પણ ઓછું સોનું નાંખવું.

વાસણો સાફ કરવા માટે ચાંદીના ગીલ્ટમાં આપેલી રીત બસ છે, પણ જો વાસણો ચાંદીનાં હોય તો તેમને છેલ્લીવાર નાઇટ્રીક આસીડમાં ડુબાવવાં નહી. વાસણને સાફ કર્યા પછી તારથી બાંધી ચાંદીના ઢોળની માફકજ વીજળીક સંબંધ જારી કરવો અને ત્રાંબાના પતરા તરફના તાર સાથે ચાંદીને બદલે સોનાનું પતરું બાંધવું. સોનાનો ગીલ્ટ ચડાવતી વખતે સાયનાઇડના મિશ્રને ગરમ કરવાથી ઘણો ફાયદો થાય છે, અને જો પાણી ઘણું ગરમ હોય તો નાની ચીજો માટે બે ત્રણ મીનીટ બસ છે ચાંદીના વાસણપર ગીલ્ટ કરવો હોય ત્યારે તેમને સાફ કર્યા બાદ થંડા પાણીમાં રાખી મુકવાં અને કામ પડે ત્યારેજ બહાર કાઢી મિશ્રમાં લટકાવવાં.

## લોઢું, કલાઈ સીસું વીગેરે પર સોનું ચડાવવાની રીતઃ—

આ ધાતુઓ પર સોનાનો ઢોળ ચઢાવવો હોય તો તેમના પર પહેલા વહેલાં ત્રાંબાનો ઢોળ ચઢાવવાની રીત આગળ આપવામાં આવશે.

હવે વાસણ પર ચડેલા સોનાના રંગના ચળકાટનો આધાર બટેરીના જોર અને પાણીની ગરમી ઉપર આધાર રાખે છે, માટે આ બે બાબતો ઉપર ધ્યાન આપવાથી તેનો ચળકાટ તથા રંગ ફેરવી શકાય છે. જેમકે બટેરી ઘણી જોરવાળી હોય છે, તો સોનાનો રંગ જરા કાળાશ ઉપર આવે છે. જો બટેરી કમજોર હોય અને પાણી ઘણુ ટાઢું હોય તો સોનાનો રંગ ફીકો પડે છે, પણ જો બંને બરાબર એટલે વીજળીનું જોર માફકસર અને પાણી ગરમ હોય તો રંગ પીળો અને જરા કાળાશ ઉપર હોય છે. અને છેવટ તેપર ઓપ ચડાવવાથી સરસ પીળો રંગ દીપી નીકળે છે. ઘોળ ચડાવવા પહેલાં અને પછી વાસણોને જોખવાથી ચડેલા સોનાનું વજન માલમ પડે છે- સોનાના સાયનાઇડમાં ઢોળ ચઢી રહ્યા પછી સોનું રહી ગયું હોય તો તેમાં થોડું સાફ પાણી નાંખી, પછી તેમાં જરા હીરાકસીનું પાણી નાંખવું જેથી સોનાનો કાળો ભુકો નીચે બેસશે તે એકઠો કરી ટંકણખારની સાથે પીગાળવાથી સાફ સોનું નીકળી આવશે.

### ૩ ત્રાંબાનો ગીલ્ટ ચઢાવવા વિશે.

આગળના વખતમાં લોઢું, પોલાદ, જસત વિગેરે ઉપર ત્રાંબુ ચઢાવવા માટે તેમને મોરથુથુના પાણીમા ડુબાવી રાખતા, આ રીત સહેલી હતી તો પણ ગીલ્ટ મજબુત નહોતો અને જલદી ઉખડી જતો. આટલા કારણ માટે વિજળીનો ઉપયોગ શોધી કાઢાયો અને મોરથુથુના પાણીને બદલે સાયનાઇડ ઓફ કોપર વપરાવા લાગ્યું. તે બનાવવાની રીતી નીચે મુજબ છેઃ—

મોરથુથુનું પાણી બનાવી તેમાં સાયનાઇડ ઓફ પોટાશનું પાણી જ્યાં સુધી કાલો ભુકો નીચે બેસે ત્યાં સુધી નાંખવું અને હલાવતા

જવું. કાળો ભુકો ન બેસે એટલે બસ કરવું, નહીં તો તે ભુકો પાછો ગળી જશે. આ ભુકો પેદા થતી વખતે જે ક્રિયા થાય છે. તે વખતે એક જાતનો ઝેરી ગ્યાસ પેદા થાય છે તેનો શ્વાસ ન લેવાને પુરતી સંભાળ લેવી, અને ખુલ્લી હવામાં કામ કરવું. આ રીતે નિચે બેઠેલા ભુકાને કાઢી લઇ તેને બે ચારવાર પાણીથી ધોવો અને છેવટે તેને કપડાપર મુકી તે ઉપર સાયનાઇડ ઓફ પોટાશનું પાણી નાંખવું જેથી તે સઘળો ગળી જશે. ૦। શેર મોરથુથુમાંથી ૧૦ શેર મિશ્ર બનતું જોઇએ. આ મિશ્રને એક ત્રાંબાના વાસણમાં નાંખી ગરમ કરવુ. બાદ વાસણોને સાફ કરી આગળ બીજી ધાતુઓના ઢોળમાં આપેલી રીત મુજબ વિજળીક સબંધ જારી કરવો: એટલે થોડી મિનીટમાં વાસણપર ત્રાંબાનું પાતળું પડ ચઢી જશે. ત્રાંબાનો ઢોળ ચઢાવવાની રીત ઘણી ખરચવાળી હોય છે તેમ તેનો ઢોળ ચઢાવવાનો પ્રસંગ પણ ઘણો થોડો હોય છે.

**૪ જસતનો ઢોળ:**—જસતનો ગીલ્ડ ચઢાવવા માટે ૨ પાઉડ (સલફેટ ઓફ ઝીંક) ને ૧૦ શેર પાણીમાં નાંખી તે પાણીમાં વાસણો લટકાવી વીજળીક સંબંધ જારી કરવાથી તેનો ઢોળ ચડી શકે છે.

**૫ લોઢાનો ઢોળ:**—આ ઢોળ હીરાકસીના પાણીથી ચડે છે.

**૬ કલાઇનો ઢોળ:**—(પ્રોટો કલોરાઇડ ઓફ ટીન) માં ખુબ પાણી નાંખી બીજી ધાતુના ઢોળની માફક વિજળીક સંબંધ જારી કરવો.

**૭ પીતળ અને બીજી મિશ્ર ધાતુઓનો ગીલ્ડ ચડાવવા વિશે:**—આ બાબતની ચાર રીત છે, પીતળનો ઢોળ ચઢાવતી વખતે સાધારણ બટેરી કામમાં આવતી નથી પણ તેમાં જસતનાં પતરાંને

બદલે પીતળનાં પતરાં મુકવાથી કામમાં આવી શકે છે. બીજું આ પ્રમાણે રાખેલાં પીતળનાં પતરાં ત્રાંબાના પતરાં કરતાં મોટાં હોવાં જોઇએ.

**પહેલી રીત:**—આ રીત પહેલી સને ૧૮૫૨ માં શોધી કાઢેલી છે અને તેનું પરીણામ સંતોષકારક નીપજ્યું કહેવાયું છે.

| | | |
|---|---|---|
| સાયનાઇડ ઓફ પોટાશ. | ૧ પાંઉડ. | પાણીમાં મિશ્ર કરી ગરમ કરવું અને આ કામમાં ઘણી મજબુત બટેરી વાપરવી. |
| કારબોનેટ ઓફ આમોનીઆ. | ૧ પાંઉડ. | |
| સાયનાઇડ ઓફ કોપર. | ૨ આઊંસ | |
| ,, ,, ઝીંક. | ૧ આંઉસ | |
| પાણી. | ૧૦ પાંઉડ | |

**બીજી રીત:**—એક વાસણમાં ૨ા પાંઉડ પોટાશ પાણીમાં ગાળવો અને બીજામાં ૦ાા પીંટ એમોનીઆમાં ૨ાા આંઉસ જંગાલ નાંખીને હલાવી તેમાં ૫ આંઉસ ( સલફેટ ઓફ ઝીંક ) અને ૨ આંઉસ સાયનાઈડ ઓફ પોટાસ નાંખવો. છેવટે આ બંને વાસણ માંહેલાં મિશ્રને ૬૦ પાંઉડ પાણી નાંખી તેમાં ઢોળ ચઢાવવાનાં વાસણો સાફ કરી લટકાવી વિજળીક સંબંધ જારી કરવો.

**ત્રીજી રીત:**—

| | | |
|---|---|---|
| કારબોનેટ ઓફ પોટાશ | ૫૦ ભાગ | પાણીમાં ગાળી વાસણોને આગળ માફક લટકાવી કામ કરવું. |
| કલોરાઇડ ઓફ કોપર... | ૨ ,, | |
| સલફેટ ઓફ ઝીંક... ... | ૪ ,, | |
| સુરોખાર... ... ... | ૨૫ ,, | |



# પ્રકરણ ૨૨ મું.

## Cilding without battery.

## વિજળીની મદદ શીવાય ગીલ્ડ કરવા વિશે.

## સોનાનો ગીલ્ટ.

**૧ ચાંદી ઉપર સોનાનો ગીલ્ટ ચડાવવાની રીતઃ**—(ક્લોરાઈડ ઓફ ગોલ્ડ) ને પાણીમાં પીગાળી તેમાં બ્લોટીંગપેપર અથવા રૂને ડુબાવીને તેને સુકવવો. બાદ તેને બાળીને રાખ કરવી. પછી એક સારૂં બુચ લઇને તેને પહેલાં મીઠાના પાણીમાં ડુબાવીને પછી તૈયાર કરેલી રાખમાં ડુબાવીને સાફ કરેલાં ચાંદીના વાસણુપર ઘસવું જેથી થોડી મીનીટમાં તે પર સોનાનું પડ ચઢશે.

**૨ ત્રાંબા પીતળના વાસણોપર સોનાનો ગીલ્ટ ચડાવવાની રીતઃ**—(કલોરાઇડ ઓફ ગોલ્ડ) ને પાણીમાં પીગાળી તેમાં કારબોનેટ ઓફ પોટાશ અથવા સાયનાઇડ ઓફ પોટાશ નાંખી બીજું વધારે પાણી નાંખવું. પછી જે વાસણોપર ઢોળ ચઢાવવો હોય તેમને સાફ કરી ઉપરના પાણીમાં ઉકાળવાં.

**૩ કાચ અને ચીનીના વાસણોપર સોનાનો ગીલ્ટઃ**— તે વાસણોપર પહેલાં (ગોલ્ડ સાઇઝ) પીંછી વતી લગાવી થોડીવાર સુકાવા દઇ તે પર સોનાના વરખ ચોડવા.

**૪ બીજી રીતઃ**—( ગોલ્ડ પાઉડર ) ૨ ભાગ, ટંકણખાર ૧ ભાગ, એ બંનેને થોડા ટરપીનટાઇનમાં નાંખી તે ઝીણી પીંછી વતી વાસણોપર લગાડવું અથવા ચીતરવું, બાદ તે વાસણોને કોયલાના

દેવતાપર અધર મુકવાં અને જ્યાં ટંકણખાર ફુલે ત્યાં સુધી રાખી ઉતારી લેવાં અને પછી સાફ કરવાં.

**૫ ગજવેલ ઉપર સોનું ચડાવવાની કૃતી:**—(ગોલ્ડ પાઉડર) માં ઇથર નાંખી હલાવી તે મિશ્ર પેન અથવા પીંછીવતી ગજવેલ ઉપર લગાડવું.

**૬ કપડાંપર સોનાનો ઢોળ:**—(ક્લોરાઇડ ઓફ ગોલ્ડ) ને પાણીમાં પીગાળી તેમાં કપડાને ડુબાવીને સુકાવવું, બાદ તેને (હાઇડ્રોજન ગ્યાસ) ની સામું ધરવું જેથી થોડીવારમાં સોનાનો રંગ ખુલી નીકળશે.

**૭ ધાતુઓપર ઢોળ ચઢાવવા માટે હમેશાં કામમાં આવે એવું મિશ્ર:**—(ક્લોરાઇડ ઓફ ગોલ્ડ) ને પાણીમાં પીગાળી તેમાં જ્યાં સુધી નીચે બેસતો ભુકો ફરીથી હલાવ્યાથી ગળી જાય ત્યાં સુધી હાઇપોસલફાઇટ ઓફ સોડાનું પાણી નાંખવું. આ રીતે તૈયાર કરેલા મિશ્રમાં એક વાદળી ડુબાવીને વાસણોપર ઘસવાથી તેમનાપર સોનાનો ગીલ્ટ ચડશે. આ મિશ્ર ઘણા દિવસ રાખવાથી બગડતું નથી.

**૮ ચાંદીની ચીજો ઉપર ગરમીની મદદથી સોનાનો ગીલ્ટ:**—નવસાર અને રસકપુર સરખે ભાગે લઇ તેમને નાઇટ્રીક આસીડમાં ગાળવા, ત્યારબાદ તેમાં સોનાના પતરાના બારીક કટકા ગળી જાય ત્યાં સુધી નાંખવા. આ રીતે તૈયાર કરેલ મિશ્રમાં ડુબાવેલી પીંછી ચાંદીનાં વાસણોપર ફેરવ્યાથી તે પર સોનાનો કાળો ઢોળ ચડે છે પણ તેને ગરમીની આંચ બતાવ્યાથી સોનાનો પીળો રંગ ખુલી નીકળે છે.

**૯ લોઢા અને ગજવેલના સામનપર સોનાનો ગીલ્ટ:-** એક કાચના વાસણમાં સુરોખાર ૪ આંઉસ, મીઠું ૪ આઉંસ અને ફટકડી ૫ આંઉસ અને થોડું પાણી નાખી હલાવવું, આ પાણીમાં સોનાના વરખ ૧ આંઉસ નાંખી હલાવવા એટલે ગળી જશે, ત્યાર બાદ તે વાસણને બીજા ઉકળતા પાણીના વાસણમાં મુકી સઘળું પાણી ઉડાડી નાંખી નીચે રહેલો ભુકો લઈ તેને સ્પીરીટ ઓફ વાઇ-ન અથવા ઇથરમાં નાંખી હલાવીને પીંછીવતી લગાવવાથી સોનાનો ગીલ્ટ ચડશે.

**૧૦ ત્રાંબાપર સોનાનો ગીલ્ટ ચડાવવા વિશે:**—વાસણોને સારીપેઠે સાફ કરી તેમને (નાઈટ્રેક ઓફ મરકયુરી) માં ડુબાવવાં જેથી તે સફેદ થશે પછી બીજા થોડા પારામાં સોનું ગાળીને તે પારો આ વાસણપર લગાડવો અને છેવટે તેમને કોયલાના દેવતાપર રાખવાં એટલે સઘળો પારો ઉડી જઇ સોનું માત્ર રહેશે. આ ધુમાડો નીકળે ત્યારે તેનો શ્વાસ લેવો નહીં કારણ કે પારાનો ધુમાડો ઘણો ઝેરી હોય છે.

**૧૧ જસતપર સોનાનો ગીલ્ટ:**—આગળ પહેલાં પ્રકરણમાં આપ્યા મુજબ તે પર ત્રાંબાનો ગીલ્ટ ચડાવ્યા પછી સોનાનો ગીલ્ટ ત્રાંબાપર ચડાવવાની રીતથી ચડાવવો. કારણ કે ત્રાંબાપર સોનું ઝટ ચડે છે.

**૧૨ સોનાનો ગીલ્ટ ચડાવેલાં ત્રાંબાના વાસણો પરથી સોનું ઉખેડી લઈ ફરીથી ચડાવવાની રીત:**—વાસણોપર ટંક-ણખાર અને પાણીનો લેપ કરી થોડો ગંધકનો ભુકો છાંટવો. બાદ

તેમને ભઠ્ઠીમાં મુકી ખુબ તપાવવાં અને પછી ટાઢાં પાડી ઘસવાથી સઘળું સોનું ઉખડી જશે. બાદ તેમને સાફ કરી સાધારણ ત્રાંબાનાં વાસણો માફક ગીલ્ટ ચડાવવો.

**૧૩ ઢોળ ચઢાવેલા ચાંદીનાં વાસણ ઉપરથી સોનું ઉખેડી લેવાની રીત;**—નવસારનો બારીક ભુકો કરી તેમાં જરા નાઇટ્રીક આસીડ નાંખી તે મિશ્ર ચાંદીનાં વાસણોપર લગાડી તેમને દેવતાપર મુકવાં અને ધુમાડો નીકળતો બંધ થાય ત્યારે કાઢી લઇ ઘસવાથી સોનું ઉખડી જશે.

---

# પ્રકરણ ૨૩ મું.

## Silvering without battery

## વિજળીની મદદ શીવાય ચાંદીનો ગીલ્ટ.

**૧ ત્રાંબા ઉપર ચાંદી ચડાવવાનો ભુકો**—( નાઇટ્રેટ ઓફ સીલવર ) ને પાણીમાં પીગાળી તેમાં મીઠાનું પાણી નાંખવું એટલે એક જાતનો ધોળો ભુકો નીચે બેસશે તે ભુકો ૧ ભાગ, મીઠું ૨ ભાગ, ક્રીમ ઓફ ટારટર ૨ ભાગ, એ બધાં મિશ્ર કરીને જરા પાણી નાંખી એક બુચના કટકાવતી ઘસવું અને છેવટે જરા ખારવાળા પાણીમાં ધોઇ નાંખવું. ઘસવા પહેલા વાસણોપરથી કાટ, ચીકટ વિગેરે દુર કરવાં.

**૨ બીજી રીત:**—(કલોરાઇડ ઓફ સીલવર) ૪ ભાગ, મીઠું ૧૬ ભાગ, રસકપુર ૨૧ ભાગ, એ બધાને જરા પાણીમાં મેળવી

વાસણોને સાફ કરી નરમ ચામડાવતી ઘસીને તે પર લગાવી ખુબ ઘસવું.

૩ **ત્રીજી રીત:—**(કલોરાઇડ ઓફ સીલવર) ૩ ભાગ, ક્રીમ ઓફ ટારટર ૬ ભાગ, ચાક ૨ ભાગ, મીઠું ૩ ભાગ એ બધાને સારી પેઠે મેળવી જરા પાણી નાંખી ભીના બુચ ઉપર લઇ સાફ વાસણપર ઘસવાથી ચાંદીનો ઢોળ ચડશે.

૪ **કપડાપર ચાંદી ચડાવવાની રીતઃ—**(નાઇટ્રેટ ઓફ સીલવર) ને પાણીમાં પીગાળી તેમાં લાઇકર એમોનીઆ જ્યાં સુધી નીચે બેસતો કાળો ભુકો હલાવવાથી પીગળી જાય ત્યાં સુધી નાંખવું. આ રીતે તૈયાર કરેલા પાણીમાં કપડું ડુબાવી કાઢીને તેને (હાઇડ્રોજન ગ્યાસ)ના સામું ધરવું જેથી થોડી વારમાં તે ચાંદી જેવું દેખાશે.

૫ **ગરમીની મદદથી ચાંદી ચડાવવાની રીતઃ—**એક વાસણમાં ૨૦ શેર પાણી લઇ તેમાં ૧૭ાા આંઉસ સાયનાઇડ ઓફ પોટાશ પીગાળવો અને બીજા વાસણમ પા આંઉસ (નાઇટ્રેટ ઓફ સીલવર) ને ૧ાા પીંટ પાણીમાં પીગાળવી. બીજા વાસણ માંહેલું પાણી પહેલા વાસણમાં ધીમે ધીમે નાંખવું અને હલાવતા જવું બાદ તે સઘળા મિશ્રની નીચે તાપ કરવો. આ ગરમ મિશ્રમાં સાફ કરેલી ચીજો થોડીવાર રાખવાથી તેમનાપર ચાંદીનો ઢોળ ચડશે.

૬ **ચાંદીના ઢોળ માટે હમેશાં કામ આવે એવું મિશ્રઃ-** બાઇ સલફાઇટ ઓફ સોડાના પાણીમાં (નાઇટ્રેટ ઓફ સીલવર) નું પાણી નાંખ્યા કરવું એટલે સુધી કે બંનેના મિશ્રથી પેદા થતો ભુકો હલાવ્યાથી પીગળે નહીં. બાઇ સલફાઇટ ઓફ સોડાને બદલે બાઇ

સલ્ફાઇટ ઓફ પોટાશ વાપરે તો પણ હરકત નથી, ઉપર મુજબ તૈયાર કરેલા મિશ્રમાં સાફ કરેલા વાસણો ડુબાવી રાખવાથી તેમના પર ચળકતો ચાંદીનો ઢોળ ચડશે. ઢોળ ચડાવ્યા પછી પણ બાકી પાણી નકામું થતું નથી તેમજ ઘણા દિવસ રાખવાથી બગડતું પણ નથી.

**૭ ઉપરની માફકજ હમેશા કામ આવે તેવું મિશ્રઃ—** ૧ આંઉસ (નાઇટ્રેટ ઓફ સીલવર) ને ૨॥ સેર પાણીમાં પીગાળવી. બાદ તેમાં હાઇપોસલફાઇડ ઓફ સોડાના કટકા ધીમે ધીમે નાંખી હલાવતા જવું. આ રીતે નીચે બેસતો ભુકો હલાવ્યાથી પીગળી જાય ત્યાં સુધી કરવું. આ મીશ્રમાં સાફ વાસણો થોડા કલાક ડુબાવી રાખવા અથવા તો જલદી કરવા માટે એક વાદળીનો કટકો તેમાં ડુબાવી વાસણોપર ઘસવો.

**૮ ચાંદીનો ઢોળ ચઢાવવા માટે ભુકોઃ—**( કલોરાઇડ ઓફ સીલવર ) ૪૦ ભાગ, ક્રીમ ઓફ ટારટર ૧૮૦ ભાગ, મીઠું ૧૨૦ ભાગ, ફટકડીનો ભુકો ૨૧૦ ભાગ એ બધાને વાટી મીશ્ર કરી જરા પાણી નાંખી સાફ વાસણપર ઘસવું.

**૯ બીજી રીતઃ—**(નાઇટ્રેટ ઓફ સીલવર) ૩૦ ભાગ, મીઠુ ૩૦ ભાગ, ક્રીમ ઓફ ટારટર ૨૧૦ ગ્રેન એ બધાને વાટી મીશ્ર કરી જરા પાણી નાંખી વાસણોપર ઘસવું.

**ભાગ ૨ જો સમાપ્ત.**

